॥ श्रीकृष्णाय नमः



ग्रन्थाङ्क ६.

# ॥ ब्रह्मसंबंध काव्यम् ॥


તૃતિયાવૃત્તિ. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૯. સને ૧૯૨૨.

સોલ એજન્ટ,

લલ્લુભાઈ છગનલાલ દેસાઈ,

ચીરાડ, પતાસાની પોળ, પાસે નં. ૧૧૦ ના મેડા ઉપર–અમદાવાદ.

ન્યોછાવર રૂ. ૦–૪–૦

# અમારા તરફથી પ્રકટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ. ભાગ ૧ લો (આવૃત્તિ ૪ થી) ૧—૪—૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ. ભાગ ૨ જો. (આવૃત્તિ ૨ જી) ૧—૦—૦
૩ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ ... ... ... ૧—૦—૦
૪ નિત્યનિયમના પાઠ તથા ધોળ (આવૃત્તિ ૫ મી) ... ૦—૪—૦
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (ગુજરાતી) ... ... ૦—૪—૦
૬ બ્રહ્મસંબંધ કાવ્ય (આવૃત્તિ ૩ જી) ... ... ... ૦—૪—૦
૭ શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર. મુળશ્લોક સાથે ગુજરાતી ટીકા ... ૦-૧૨-૦
૮ શ્રીપુરૂષોત્તમ સહસ્ર નામ સ્તોત્ર (મુળ શ્લોક સાથે ગુજરાતી ટીકા) ... ... ... ... ... ૨—૦—૦
૯ શ્રીમદ્ ભગવદ્ગીતા (તત્વદિપિકા અમૃતતરંગીણીના આશય સાથે) ... ... ... ... ૧—૮—૦
૧૦ શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય (આવૃત્તિ ૨ જી) ... ... ૦—૬—૦
૧૧ શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા (આવૃત્તિ ૨ જી) ... ૧—૪—૦
૧૨ શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ... ... ... ... ૦—૫—૦
૧૩ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (વ્રજભાષા)... ... ૦—૫—૦
૧૪ શ્રીમ જી મહારાજ કૃત ૩૨ વચનામૃત, તથા મહારાજ શ્રીએ કરેલાં દીનતા આશ્રયનાં ૭૫ પદ, તથા શ્રીદ્વારકામાં કરેલા છપ્પનભોગનું ધોળ, તથા મહારાજશ્રીના જીવનચરિત્રના કેટલાક પ્રસંગો સહીત સુધારા વધારા સાથે (વ્રજભાષા) (આવૃત્તિ ૨ જી) ... ... ... ૦—૬—૦
૧૫ નિત્ય નિયમના ૨૪ પાઠ (મુળ સંસ્કૃત) ... ... ૦—૬—૦
૧૬ ૮૪ વૈષ્ણવની વાર્તા (ગુજરાતી ભાષામાં મોટા અક્ષરથી (આવૃત્તિ ૨ જી)... ... ... ... ૨—૮—૦
૧૭ શ્રીયમુનાસ્તોત્ર રત્નાકર ... ... ... ... ૦—૮—૦
૧૮ શ્રી સ્વરૂપદર્શન (૧૪૦ ફોટાવાળું) (આવૃત્તિ ૪ થી) ... ૩—૦—૦
૧૯ કીર્તન સંગ્રહ ભા ૧ લો. વર્ષોત્સવકેકીર્તન (ઘણા મોટા અક્ષરથી) ... ... ... ... ... ૧૬—૦—૦

॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ ब्रनसंबंध काव्यम् ॥

गुर्जरभाषया समलंकृतम्.

भट्टोपाह्व पण्डित विठ्ठलजी तनूज प्राणशंकर शास्त्रिणा विरचितम्

श्री पाटण पुष्टिसाम्प्रदायीकसंस्कृतपाठशालाध्यापक ज्योतिर्विदुपाह्व " श्री शुद्धाद्वैत भूषण " पण्डित हरिजीवनाङ्गज ज्येष्ठाराम शास्त्रिणा सम्यक्तया संशोध्य प्रकाशितम्.

सोल एजन्ट,

लल्लुभाइ छगनलाल देसाइ,

रीचीरोड, पतासानीपोळ पासे नं. ११०.

अमदावाद.

श्री परब्रह्मापरावतार श्रीमद्वल्लभाचार्यावताराब्दाः ४४४

न्योछावर रु. ०-४-०.

॥ श्रीकृष्णाय नमः ॥



# ઉપોદ્ઘાત.



यथा भक्तसंचरण भक्तिमार्गोपदेशतः ॥
यउद्धारसर्वास्तं वन्दे श्रीवल्लभप्रभुम् ॥ १ ॥

પ્રિય વાચકવૃન્દ ! શ્રીમદ્ ભાગવત ૧૨ મા સ્કંધના ૩ જા અધ્યાયના ૪૩ મા શ્લોકમાં કહ્યું છે કે—

कलौनराजज्जगतांपरंगुरुं त्रिलोकनाथानतपादपङ्कजम् ।
प्रायेणमर्त्याभगवन्तमच्युतं यक्ष्यन्तिपाखण्डविभिन्नचेतसः ॥

અર્થ—હે રાજન્ ! ત્રિલોકનાથ ઇન્દ્રાદિ જગતના પરમહિતકારક જે ભગવાનના ચરણકમલને ભજે છે તે અચ્યુત ભગવાનને પાખંડથી ભેદાયલી બુદ્ધિવાળા મનુષ્યો બહુધા પ્રકારે કલિયુગમાં ભજશે નહિ.

ઇત્યાદિ શ્રીશુકદેવજીનું વાક્યામૃત સત્ય છે, કેમકે કલિયુગમાં મિથ્યાપ્રવૃત્તિ વધી જવાથી અને દૂષાદિ અનેક કારણોને લીધે બહિર્મુખતા થવાથી ભગવાનને ભજવાનું પ્રાયઃકોઇને મન થતું નથી, કદાચિત કોઇ મન કરે તો તેને અસત્યાક્ષેપોદ્વારા ભમાવી સ્વધર્મથી ચ્યુત ( ભ્રષ્ટ ) કરનારાઓ ઘણા મળે છે. નૃસીંહમેહેતા કે જે આજથી પાંચસેં વર્ષ ઉપર થઇ ગયા તે ભગવાનના અનન્યભક્ત હોવા છતાં રાજા માંડલિકના સમયમાં તેને સંન્યાસીઓ અને બીજાઓએ

હેરાન કરવામાં બાકી રાખી નહોતી, મીરાંબાઇને પણ તેમજ થયું હતું. જહાંગીર બાદશાહના વખતમાં ચિદ્રૂપનામના સંન્યાસીએ ભક્તિમાર્ગ સામે તોફાન કરવામાં બાકી રાખી નહોતી, થોડા સમય ઉપર જયપુરના રાજા રામસિંહના સમયમાં લક્ષ્મણગિરિ નામના સંન્યાસીએ પણ તેવુંજ તોફાન મચાવ્યું હતું. પરંતુ તે પાખંડિઓને વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાંતોની નિર્દોષ પ્રબળતાથી નિરાશ થવું પડયું હતું. હાલના સમયમાં પણ કેટલાક ભક્તિમાર્ગના દ્વેષીઓ તરફથી આચાર્ય ચક્રચૂડામણિ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ઉપદેશ કરેલો નિર્ગુણ અથવા પુષ્ટિભક્તિમાર્ગ અવૈદિક છે, એ ધર્મ શૂદ્રને માટે છે, ઇત્યાદિ અનેક આક્ષેપો કરી વૈષ્ણવોને શ્રીહરિને ભજવાથી દૂર રાખવાનો પ્રયત્ન થાય છે, એટલુંજ નહિ પણ બ્રહ્મસંબંધના મંત્ર વિષે મનસ્વીકુતર્ક કરી "वारावपणवा" વિગેરે શબ્દો લખી વૈષ્ણવોની નિંદા કરીને પોતે કૃતાર્થ મનાય છે. માટે પ્રથમ વૈદિક અને અવૈદિકનો ખુલાસો થવાની ખાસ જરૂર છે વૈદિક એ શબ્દ વેદ ઉપરથી સિદ્ધ થયેલ છે અર્થાત્ વેદ, ઉપનિષદ્ ગીતા, અને બ્રૃહદારણ્યમાં કહ્યા પ્રમાણે ઇતિહાસ, અને પુરાણોમાં જે સિદ્ધાન્ત કહેલો હોય તે વૈદિક છે અને તેથી જે વિરૂદ્ધ હોય તે અવૈદિક છે.

આ દુનિયામાં સ્નેહ, પ્રેમ અથવા ભક્તિ એ એક મોટી શક્તિ છે. તે વગર કરેલી ક્રિયાઓ જોઇયે એવું ફલ આપી શકતી નથી ભક્તિનાં પ્રભાવથીજ ધારેલા કાર્યમાં દૂષણ, ખામી કે પ્રતિબંધ રૂપ જે પદાર્થ પડતા હોય તે સહેલાઇથી દૂર થઈ શકે છે. શાળામાં જતા વિદ્યાર્થીઓમાંથી જે પોતાના અભ્યાસના વિષય ઉપર વધારે પ્રેમ રાખે છે તે વધારે ફતેહમંદ થાય છે. વ્યાપાર રોજગારમાં પણ

તેમજ બને છે. જે ચાકર કે ગુમાસ્તો પોતાના શેઠ ઉપર વધારે પ્રેમ રાખે છે, તે તેને વધારે પ્રિય થાય છે. જે ભાર્યા પોતાના પતિના ઉપર સ્નેહ રાખે છે, તેજ પોતાના ભાર્યા તરીકેના ધર્મ વધારે સહેલાઇથી બજાવી શકે છે. આલૌકિક દૃષ્ટાન્તો અલૌકિકને લાગુ પડે છે, કેમકે પ્રેમ માત્ર લૌકિક નથી તેની સત્તા અલૌકિક પ્રભુ સુધી પહોંચેછે.

ઇતિહાસથી અને નજીકમાં રહેવાથી રાજા વિષે પૂર્ણ જ્ઞાન મેળવનાર રાજાને ઓળખી શકે, પણ તેથી રાજાની એને પ્રાપ્તિ થાય નહિ, તેમજ કેવળ જ્ઞાનના કારણથી રાજા એના ઉપર પ્રસન્ન થાય નહિં. વખતે જ્ઞાનના અભિમાનથી તે હું રાજા છું એમ કહી પ્રસિદ્ધ રીતે રાજા તરીકે ચેષ્ટા કરે તો તે કેદખાનાને પાત્ર થાય પણ જો તે રાજાને જાણી તેના ઉપર ખરા અંતઃકરણથી સ્નેહ રાખે, તેની આજ્ઞા પ્રમાણે ચાલે, અને તેનાં દરેક કાર્યની પ્રશંસા કરી તેને ટેકો આપે, અને તેના પ્રસિદ્ધ રીતે ગુણ ગાય તે રાજાની તેના ઉપર પ્રીતિ થાય. એજ પ્રમાણે ભગવાનનું પણ સમજવું. જ્ઞાન સંપાદન કરવાથી આ ભવસાગર કદાચિત્ તરી શકાય, પરંતુ તેથી ભગવાનની પ્રાપ્તિ તો દુર્લભજ છે. ભગવાનની પ્રાપ્તિ તો **कलौतुकेवलंभक्तिर्ब्रह्मसायुज्यकारिणी** (અર્થ—કલિયુગમાં તો પરબ્રહ્મની પ્રાપ્તિ કેવળ ભક્તિથીજ થાય છે.) ઇત્યાદિ વાકયથી ભક્તિરૂપ દૃઢ વહાણ ઉપર આરૂઢ થયા શિવાય થઇ શકતી નથી. એ વહાણ તો માત્ર '**अहंब्रह्मास्मि**' નું કથન નથી કિંતુ "**अहं दासोऽस्मि**" અને તેનું આચરણ છે. એટલાજ માટે ગોપાલતાપિની ઉપનિષદ્‌માં કહ્યું છે કે—

**एकोवशीसर्वगःकृष्णईडय एकोऽपिसन्बहुधा, यो विभाति।**
**तंपीठयऽनु भजन्ति धीरास्तेषांसिद्धि रशाश्वतनितरषाम् ॥**

અર્થ—એક, સર્વને વશ વર્તાવનાર, સર્વવ્યાપક, અને સ્તુત્ય, શ્રીકૃષ્ણ એક છતાં, પણ બહુ પ્રકારે પ્રકાશે છે, તેને જે સ્થિર બુદ્ધિવાળા ભજે છે તેઓને નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે, પણ બીજાઓને થતી નથી.

એજ ઉપનિષદ્‌ના છેલ્લા મંત્રમાં કહ્યું છે કે—

तस्मात् कृष्ण एवपरमोदेव स्तंध्यायेत् ।

तरसयेत् तंयजेत् तंभजेत् ॥

અર્થ—એટલા માટે શ્રીકૃષ્ણ એજ પરમ દેવ છે; તેમનું ધ્યાન કરવું, તેમનો અનુભવ કરવો, તેમનું પુજન કરવું અને તેમની ભક્તિ કરવી.

શ્રીગીતાજીના ૮ મા અધ્યાયના ૨૨ મા શ્લોકમાં કહ્યું છે કે-

पुरुषःसपरःपार्थ भक्त्या लभ्य स्त्वनन्ययया ॥

અર્થ—હે અર્જુન ? તેપર પુરૂષપરંબ્રહ્મ અનન્ય ભક્તિ વડેજ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ અ. ૧૪ માં બ્રહ્મ સ્તુતિમાં કહેલ છે કે-

श्रेयःस्तुतिंभक्तिमूदस्य ते विभो ।

क्लिश्यंति, ये केवल बोधलब्धये ॥

तेषामसौक्लेशल एवशिष्यते

नान्यद्यथा स्थूलतुषावघातिनाम् ॥ १ ॥

અર્થ—હે વિભો ! ! ! ( ઉદ્ધાર કરવામાં સમર્થ ) હમેશા જેમાંથી કલ્યાણનાં ઝરણાં ઝર્યા કરે છે, એવી આપની ભક્તિને ત્યાગ કરીને કેવળજ્ઞાન પ્રાપ્તિને માટે જે ક્લેશ કરે છે તેને આ ( પ્રત્યક્ષ

અનુભવમાં આવતો ) ક્લેશજ બાકી ( ફળમાં ) રહે છે, બીજું કાંઇ પણ ફળ મળતું નથી. જેમ ચોખા વગરનાં શાળ ( ડાંગેર ) નાં જાડાં ફોતરાં ખાંડ્યા કરે, તેને ખાંડતાં ખાંડતાં પોતે થાકી જાય, અને હાથમાં ફોલ્લા પડે પણ તેમાંથી ચોખા નીકળે નહીં તેમ ભક્તિ વગર પ્રભુપ્રાપ્તિ થતીજ નથી.

ઇત્યાદિ વેદ, ગીતા, ભાગવતાદિના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રની ભક્તિ કરવી એજ મુખ્ય ધર્મ છે. જીવ ઇશ્વરનો અંશ છતાં અહંતા મમતાને લીધે મિથ્યાભૂત માયિક સંસારનાં દુઃખો ભોગવે છે, એ આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિને માટેજ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ શુદ્ધ વૈદિક ભક્તિમાર્ગનો ઉપદેશ કરેલો છે. ભક્તિ કરવાના યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મસંબંધ કરવાની જરૂર છે એટલાજ માટે શ્રીમદ્‌ભાગવત સ્કં. ૧૧. ૧૯ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહ્યું છે કે—

**एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ॥**
**मयिसंजायते भक्तिः ॥**

અર્થ—હે ઉદ્ધવ ? આત્મનિવેદન અર્થાત બ્રહ્મસંબંધ કરનારા જીવોને ઉપર કહેલા ધર્મો ( **श्रद्धामृतकथायामित्यादि** ) પ્રમાણે મ્હારામાં સારી રીતે ભક્તિ થાય છે અર્થાત્ ભક્તિ કરવાનો ઇચ્છા· વાળા જીવોએ બ્રહ્મસંબંધ કરવાની જરૂર છે મનુષ્યને આલોકમાં જે જે વસ્તુ ઉપર પ્રીતિ હોય તે તમામ વસ્તુ દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, અંતઃકરણ અને તેની વૃત્તિઓ, પુત્ર, આપ્ત ( સગાં સંબંધી ), ધન, આત્મા સમેત સર્વ વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી એનું નામ

આત્મનિવેદન, અથવા આત્મસમર્પણ, અને તેમ કરવાથી ભગવાનની સાથે જે અંશાંશીરૂપ સંબંધ નિત્ય છે તેની પુનઃસ્મૃતિ થતી તેનુંજ નામ બ્રહ્મસંબંધ કહેવાય છે.

આ બ્રહ્મસંબંધના ખરા રહસ્યને નહિ સમજતાં કેટલાએક ભક્તિમાર્ગના દ્વેષીઓ તે વિષે મનસ્વી કુતર્કો કરી મિથ્યા આક્ષેપો કરી રહેલા હોવાથી બ્રહ્મસંબંધના ખરા રહસ્યને જણાવવાની જરૂર હોવાથી આ ગ્રંથ બહાર પાડવામાં આવેલો છે. આ ગ્રંથને વિષે બ્રહ્મસંબંધના મંત્રને અનુસરી દરેક ઇન્દ્રિયોને લૌકિકાસક્તિમાં નહિં જવા દેતાં ભગવત્સેવામાં તત્પર થવાનો યથાર્થ ઉપદેશ વર્ણન કરવામાં આવેલો છે. બ્રહ્મસંબંધના મંત્રમાં શ્રીકૃષ્ણ ભગવાને સર્વસ્વ અર્પણ કરવાનું કહ્યું છે એ મંત્રમાં "કૃષ્ણ" શબ્દ કોઇ લૌકિક વ્યક્તિ કે ગુરૂના અર્થમાં વાપર્યો નથી એમ, **भगवते** અને **गोपीजनवल्लभाय** પદોથી નિશ્ચય થાય છે. કૃષ્ણ શબ્દનો અર્થ પરબ્રહ્મ પરમાત્મા, સચ્ચિદાનંદ, પુરૂષોત્તમ ઇત્યાદિ થાય છે અને તદનુસાર કૃષ્ણ શબ્દનો અર્થ આદ્યશંકરાચાર્યજી વિષ્ણુ સહસ્ત્ર ઉપરની પોતાની ટીકામાં નીચે મુજબ બતાવે છે—

कृषिर्भूवाचकःशब्दोणश्चनिवृत्तिवाचकः ।
विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वत ॥
इति वचनात् सच्चिदानंदात्मकः कृष्णः ।

**અર્થ—कृषि** શબ્દ સત્તા વાચક છે, અને **ण** શબ્દ આનંદ વાચક છે. આ બંને શબ્દના ઐક્ય થકી નિત્ય વિષ્ણુ એવો કૃષ્ણ શબ્દનો અર્થ થાય છે. એ વચનથી કૃષ્ણ સચ્ચિદાનંદાત્મક છે એમ જાણવું.

વળી એજ આદ્ય શ્રીશંકરાચાર્યજી કેશવ જે શ્રીકૃષ્ણનું એક નામ છે તેનો અર્થ નીચે પ્રમાણે આપે છે—

**कश्च अश्च इशश्च त्रिमूर्तयःकेशास्ते यद्वशेनवर्ततेसकेशवः ॥**

અર્થ—ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ, અને શ્રીમહાદેવજી જેની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેનું નામ કેશવ. એ પ્રમાણે શ્રીકૃષ્ણનો અર્થ આદિકર્તા નારાયણ ગીતા ભાષ્યમાં પણ શ્રીશંકરાચાર્યજીએ દર્શાવેલ છે.

ઉપર પ્રમાણે શ્રીઆદ્યશંકરાચાર્યજીએ શ્રીકૃષ્ણ ભગવાનને પરબ્રહ્મ રૂપે વર્ણન કરેલ છે અને "भजगोविंदं" એ પ્રમાણે શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિ સેવા કરવાનો સદુપદેશ કરેલો છે ત્યારે હાલમાં કેટલાએક તદનુયાયીઓ તે ભક્તિનો ધ્વંસ કરવાને તેમનાથી વિરૂદ્ધ પ્રયત્ન કરી રહેલા જણાય છે.

બ્રહ્મસંબંધનો અર્થાત્ ભગવાનને સર્વસ્વ અર્પણ કરવાનો શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ જે ઉપદેશ કરેલો છે તે સર્વથા વૈદિકજ છે એમ નિચેના પ્રમાણોથી ખાત્રી થશે. બૃહદારણ્યક ઉપનિષદ્‌ના બીજા અધ્યાયના પાંચમા બ્રાહ્મણની ૧૫ મી શ્રુતિમાં બ્રહ્મસંબંધ અથવા આત્મ સમર્પણનું નિરૂપણ કરેલું છે—

**सवा अयमात्मा सर्वेषां भूतानामधिपतिःसर्वेषांभूतानां राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराःसर्वेसमर्पिताएव मेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वेदेवाः सर्वेलोकाः सर्वेप्राणाः सर्वएत आत्मानःसमर्पिताः ॥**

અર્થ—જે આ પ્રસિદ્ધ પરમાત્મા છે, તે સર્વ પ્રાણીમાત્રના અધિપતિ છે, સર્વ પ્રાણી માત્રના રાજા છે. જેમ રથના ચક્રની નાભિ, અને નેમીને વિષે સર્વ આરાઓ અર્પિત છે, તેમજ એ આત્માને વિષે સર્વ ભૂત, સર્વ લોક, સર્વ દેવ, સર્વ પ્રાણ, અને સર્વ જીવાત્માઓ સમાર્પિત છે.

શ્રી ગીતાજીમાં કહ્યું છે કે—

यत्करोषियदश्नासि, यज्जुहोषिद दासियत् ।
यत्तपस्यासि कौन्तेय तत्कुरुष्वमदर्पणम् ॥

અર્થ—તું જે ક્રિયા કરે, તું જે ભોજન કરે, જે હોમ કરે, તે સર્વ હેકૌન્તેય! મને અર્પણ કર.

શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે—

कायेन वाचा मनसेन्द्रियै र्वा । बुद्ध्यात्मना वानुसृत स्वभावात् ॥
करोतियद्यत् सकलं परस्मै । नारायणायेति समर्पयेतत् ॥

અર્થ—શરીર, વાણી, મન, બુદ્ધિ, અહંકાર, અને સ્વભાવથી જે જે કરે તે તે બધું પરમેશ્વર નારાયણને અર્પણ કરવું જોઇયે.

ઇત્યાદિ વેદ, ગીતા, ભાગવતાદિના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે આત્મનિવેદન અર્થાત્ બ્રહ્મસંબંધનો મંત્ર સર્વથા વૈદિકજ છે.

કેટલાક બ્રહ્મસંબંધ અને અષ્ટાક્ષર શરણ મંત્ર વિષે એવી શંકા કરે છે કે એ મંત્રનો અભિપ્રાય યદ્યપિ વેદમાં છે પરંતુ તે મંત્રો વેદમાં સ્પષ્ટ વર્ણન કરેલા નથી ? એ વાત પણ કેવળ ભોળા હૃદયના મનુષ્યોને પ્રતારણા માટેજ છે. કેમકે જૈમિનીય સૂત્રમાં "विकार उ[illegible]प्रधानत्वात्" ઇત્યાદિ સૂત્રમાં કહેલ છે કે—પદ અથવા પદનો

એક દેશ બતાવીને અભિપ્રાય સિદ્ધ કરવો તે ऊह કહેવાય અને તે ઉહથી જે વાકય સિદ્ધ થાય છે તે મંત્રપણાનેજ સિદ્ધ કરે છે. તદનુસાર ગોપાલતાપિની ઉપનિષદ્‌માં અષ્ટાક્ષર શરણ મંત્ર અને બૃહદારણ્યક ઉપનિષદ્‌માં બ્રહ્મસંબંધનો મંત્ર નિરૂપણ કરેલ હોવાથી સર્વથા વૈદિકજ છે.

કેટલાક મંત્રમાં સ્વરનું પ્રાધાન્ય હોય છે, અને કેટલાક મંત્રમાં ભાવનાનું પ્રાધાન્ય હોય છે. સ્વર પ્રાધાન્ય મંત્રના અક્ષરોમાં ફેરફાર થવાથી મંત્રમાં રહેલી શક્તિનો નાશ થાય છે અને ભાવનાત્મક મંત્રોના અક્ષરોમાં ફેરફાર થવાથી કાંઇ નુકશાન થતું નથી કેમકે તેમાં તો માત્ર ભાવનાનેજ સજીવન રાખવાની હોય છે ઇત્યાદિથી બ્રહ્મસંબંધના તથા શરણ મંત્રના ગદ્યને મંત્ર કહેવામાં બીલકુલ વાંધો નથી.

કેટલાએક કહે છે કે એ મંત્રોમાં **ऋषि-छंद** વિગેરે નહિ હોવાથી તેને મંત્રપણું કેમ ? તેના પ્રત્યુત્તરમાં નિવેદન કે-તે કહેવું અસંગત છે. કેમકે સર્વ મંત્રોમાં રૂષિછંદ હોવાનો નિયમ નથી. શારદાતિલક વિગેરે ગ્રંથોમાં લક્ષ્મીજીના મંત્ર વિગેરેને રૂષિછંદ કહેલા નહિં હોવા છતાં તે સિદ્ધિને આપનાર હોય છે તેવીજ રીતે શરણ મંત્ર અષ્ટાક્ષરને અને બ્રહ્મસંબંધના ગદ્યને મંત્રપણું યોગ્યજ છે.

હવે કેટલાએક કુતર્કવાદિઓ શરણ તથા બ્રહ્મસંબંધના મંત્ર વિષે એવી શંકા કરે છે કે-એ મંત્ર સ્ત્રી શુદ્રાદિને આપવામાં આવે છે તેથી તે વૈદિક થઇ શકતો નથી પરંતુ તે શંકા નિરર્થક છે. કેમકે શારદાપીઠાધીશ્વર "શ્રીશંકરાચાર્ય માધવતીર્થસ્વામી તરફથી પ્રસિદ્ધ થયેલ " આગમોક્ત સોપાસના આન્હિક " ના પૃષ્ટ ૨૦-૨૧ માં લખેલ છે કે-(મોક્ષને ઇચ્છનાર સ્ત્રી શૂદ્ર, તથા સંકીર્ણજાતી એ સર્વ

આ પંચાક્ષર મંત્ર ધારણુ કરી શકે છે.–ભક્તિવાળા વૈશ્ય, શૂદ્ર, મ્લેચ્છ તથા બીજા અંત્યજ ચાંડાળો વગેરેને પણુ એ મંત્ર જપવાનો અધિકાર છે–દુષ્ટ આચરણુવાળો હોય, વ્રતહિન હોય, પતિત હોય અથવા અન્ત્યજ ચાંડાળ હોય તેણે પણુ પંચાક્ષર મંત્ર જપવો) સુજ્ઞ વાંચકવૃન્દ ! આ ઉપરથીજ વિચાર કરશે કે, શંકા કરનારા કુતર્કવાદિઓ પોતાનો શૈવ પંચાક્ષર મંત્ર વૈદિક છે એમ દર્શાવે છે અને તે મંત્ર ચાંડાળને જપવાનો ઉપદેશ શ્રીશંકરાચાર્ય કરે છે. તો હવે તે શંકા કરનારાઓને જણાવીએ છીયે કે, ભક્તિમાર્ગમાં શરણુ મંત્ર અને નિવેદન મંત્રનો સ્રી શૂદ્રાદિકને ભક્તિનો અધિકાર પ્રાપ્ત કરવા માટે ઉપદેશ કરવામાં આવે છે અને ભક્તિનો સ્રી શૂદ્રાદિકને અધિકાર સ્પષ્ટ રીતે શાસ્રકારોએ વર્ણુન કરેલ છે માટે તેનો કોઇ પણુ પ્રકારે બાધ આવતો નથી. પરંતુ જે પંચાક્ષર મંત્ર મ્લેચ્છ અને ચાંડાળને અપાય તે વૈદિક શી રીતે ? તે દર્શાવવું જોઇયે.

ઉપરની તમામ હકીકત ધ્યાનમાં લેઇને બ્રહ્મસંબંધના મંત્રનું ખરૂં રહસ્ય જણાવવાના હેતુથી મારા પરમ સ્નેહી વે૦ શા૦ સં૦ શાસ્રીજી પ્રાણુશંકર વિ૦ વિઠ્ઠલજી ભટ્ટ જેઓ જાફરાબાદમાં સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક છે તેમણે મહાન્ પરિશ્રમ વેઠીને આ ગ્રંથ રચેલો છે અને તે ગ્રંથ પ્રકાશ કરવા મારી જીજ્ઞાસા હતી તે તેઓશ્રીએ પૂર્ણ કરેલી છે તેથી તેઓશ્રીનો શુદ્ધ અન્તઃકરણથી આભાર માની આ ગ્રંથ વાંચકવૃન્દ સમક્ષ રજુ કરૂં છું. છેવટે વાંચકવર્ગને વિનંતી છે કે—

**गच्छतस्खलनंकापि, भवत्यवप्रमादतः ।**
**हसन्तिदुर्जनास्तत्र, समादधातिसाधवः ॥**

ઇત્યાદિ ન્યાયથી; બુદ્ધિ પ્રમાદથી અગર પ્રેસ દોષથી અશુદ્ધતા જોવામાં આવે તો તે તરફ લક્ષ નહિં આપતાં "**हंसोयथाक्षीरमिवाम्बुमध्यात्**" હંસ જેમ જળમાંથી દૂધ ગ્રહણ કરે છે તેમ આ ગ્રંથમાંથી સાર ગ્રહણ કરવા વિનંતી છે.

**स्वस्त्यस्तु विश्वस्य खलःप्रसिदतां ध्यायन्तु भूतानि शिवं मिथो धिया । मनश्च भद्रं भजतादधोक्षज आवेश्यतां नो मतिरप्यहैतुकी ॥** ભા० ૫-૧૮-૯

અર્થ—હે અધોક્ષજ ( ભગવાન ) ! ( અમે એટલું ઇચ્છીએ છીએ કે ) જગતનું કલ્યાણ થાઓ, ખલ પુરૂષ પ્રસન્ન થઇ પોતાની ખલતા છોડી દ્યો, અને તેથી પ્રાણી માત્ર પરસ્પર સર્વના સુખનું ચિંતન કરો, અમારૂં મન આપના સ્વરૂપને ભજો, અને અમારી બુદ્ધિ નિષ્કામપણાથી આપનામાં પ્રવેશ કરો.



काशीस्थ राजकीय प्रधान संस्कृतपाठशाला
( गवर्मेन्ट कॉलेज ) परीक्षोत्तीर्णः
पण्डित हरिजीवनात्मज
शास्त्री ज्येष्ठाराम शर्म्मा.

श्रीकृष्णाय नमः

अथ श्री—

# ब्रह्मसम्बन्ध काव्यः

## तत्र प्रथमं गद्यमंत्राष्टकम्

१

वसन्ततिलका वृत्तम्

रे जीव पश्यतु भवान्स्वपथं च कोऽसि
कस्मिन्पथि प्रचलितः कतमत्प्रतिज्ञः ।
अस्मिन् जगत्यनुदिनं परिवर्तमाने
श्रान्तोऽसि वा न बहुपर्यटनेन किं त्वम् । १ ।

અર્થ—અરે જીવ ? તું તારો રસ્તો તો જો, તું કોણ છે! અરે કયે રસ્તે ચાલ્યો છે ! અને કેવી તેં પ્રતિજ્ઞાઓ કરી છે; આ જગત કે જે નિરંતર ચક્રવત્ ફર્યા કરે છે તેમાં તું ઘણું રખડયો છે તો તે તે પર્યટનથી તું થાકયો છે કે નહીં ?

श्रान्तोऽसि चेत्खलु तदा शृणु नैजवृत्तं
जात्या द्विजाऽसि चलितः शुभपुष्टिमार्गे ।
अन्ये द्विजा अगुरुसेवनतोऽपि मात्रं
जात्याऽतरकछूवणपाठनलब्धशास्त्राः । २ ।

( આ ચોરાશી લક્ષયોનીમાં રખડતાં ) જો તું* થાક્યો હો તો તારૂં વૃત્તાંત હું તને કહી આપું તે તું સાંભળ્ય. તું જાતિએ દ્વિજ છે, અને ઉત્તમ પુષ્ટિમાર્ગમાં તું ચાલ્યો છે; અન્ય દ્વિજો ગુરૂદિક્ષા નહિ લેતાં, ગુરૂસેવા નહિં કર્યા છતાં, કેવળ શાસ્ત્રોનું શ્રવણ પઠન કરતાં દ્વિજ જાત માત્રથીજ સંસારને તરી ગયા છે.

भोक्तव्यमेभिःपरत्र शुभाशुभं य-
त्सर्वं स्वकर्म नहि तद्भवता यतस्त्वम् ।
गुर्वाज्ञयाऽर्पित इदं नहि तत्तवाऽऽस्ते
निर्वेशपूर्वकमतःकिल निर्भयोऽसि ॥ २ ॥

પણ તેઓએ પોતાનું શુભ અશુભ સર્વ કર્મ પરલોક કે પરજન્મમાં ભોગવવાનું છે, તારે હવે તે ભોગવવાનું નથી; કારણ કે; શ્રી ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે તેં તેનું પ્રાયશ્ચિત (વ્રત) કર્યું છે, અને તત્પૂર્વક તેં તમામ તારૂં પ્રભુને અર્પણ કર્યું છે; માટે હવે તારે તેનો સંબંધ નથી માટે ખરેખર તું નિર્ભય થયો છે.

त्वां वीक्ष्य निर्भयमहं मुदमागतोऽस्मि
दिष्ट्यागताऽन्य जनिपापभयाद्विमुक्तः ।
सम्मत्यतः परतरः समयश्च केन

* એમ કહેવાનું કારણ કે—नाऽनाश्रान्ताय श्रीरस्तीति श्रुतेः ।

मार्गेण नेय इति तत्परिमार्गणीयम् ॥ ४ ॥

તને નિર્ભય જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું. તું ગયા જન્મોના પાપના ભયમાંથી મુક્ત થયો એ ઘણી ખુશીની વાત છે. પણ હવે પછીનો સમય તારે કયે માર્ગે વ્યતીત કરવો જોઈએ એ વિચારવાનું છે.

ज्ञात्वोत्तमं रसमयं प्रिय पुष्टिमार्गं
यद्वै भवान् विचरितोऽसि गुणांस्तदीयान् ।
नोक्त्वाऽधुना तु शरणाऽऽगमने प्रतिज्ञा
काले कृता हि भवता शृणु पाल्यतां सा ॥ ५ ॥

હે પ્રિય! પુષ્ટિમાર્ગને તું રસમય અને ઉત્તમ જાણીને તેમાં તું ચાલ્યો છે તો તે પુષ્ટિમાર્ગના ગુણનું અત્યારે વર્ણન નહિં કરતાં શરણાગતિ સમયે તેં જે પ્રતિજ્ઞા કરી છે તે સાંભળ્ય અને પાળ્ય.

પ્રતિજ્ઞા કે (બ્રહ્મસંબંધનો) મંત્ર નીચે પ્રમાણે-

" स्वामिन्स त्वमितवर्षगताच्च काला "
" त्त्वत्तो वियुक्त इह संसृतिमागतोऽस्मि ।"
" क्लेशोऽभवन्मम भृशं भृशमास ताप "
" आनंद ईश लयमाप तदुद्भवोयः " ॥ ६ ॥

હે સ્વામિન્ હજારો વર્ષના ગયેલા અનંત કાળથી હું આપથી જુદો પડી આ સંસારમાં આવ્યો છઉં, આપના

વિયોગથી મને ઘણો કલેશ થયો છે, ઘણો તાપ થયો છે, અને તે થતા તાપ કલેશનો આનંદ થતો તે પણ અત્યારે તિરોહિત થઇ ગયો છે

" सोऽहं प्रभो भगवते भवदीयदासः "

" कृष्णाय गोपवनिताजनवल्लभाय "

" देहेन्द्रियाण्यसुमनांसि तदीयधर्मा–"

" न्दारागृहाप्तसुतवित्ततृषादियुक्तान् " । ७ ।

હે પ્રભો એવો હું આપનો દાસ છઉં તે ગોપીજન વલ્લભ આપ શ્રીકૃષ્ણને મારાં દેહ, પ્રાણ, ઇન્દ્રિયો, અંતાકરણ અને તેના ધર્મોને કે જે દારા, ગૃહ, આપ્ત, પુત્ર અને વિત્તની ઇચ્છામાં પર છે તે.

" सर्वं सहात्ममपि मेऽत्र समर्पयामि "

" दासोऽहमस्मि तव कृष्ण तवाऽस्मिदासः । "

" श्रीकृष्ण एव शरणं " मम तत्त्रिरुक्त्या

सर्वं समर्पितमिदं विमृशावहे भोः ॥ ८ ॥

સર્વ મારા આત્મા સહિત અર્પણ કરૂં છું. હે શ્રીકૃષ્ણ! હું આપનો દાસ છઉં. શ્રીકૃષ્ણઃશરણંમમ. શ્રીકૃષ્ણઃશરણંમમ. શ્રીકૃષ્ણઃશરણંમમ. એમ ત્રણવાર કહાને જે સમર્પણ કર્યું છે. તેનો હવે હે જીવ? લે આપણે બન્ને વિચાર કરીએ.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये प्रथमं गद्यमंत्राष्टकं समाप्तम् ॥१॥

# अथ द्वितीयं श्रीकृष्णवियोगाष्टकम्

२

उपजाति वृत्तम्

यो वै सहस्त्रवधि कालतस्त्व
  द्वियुक्त आसीत्तमिमं विना ते ।
आहारपानादियुतं समोदं
  यज्जीवितं गच्छति तेन धिक्त्वाम् ॥ १ ॥

જે શ્રીકૃષ્ણ સહસ્ત્રાવાધકાળથી તુંથી વિયુક્ત છે તે વ્હાલા વિના ખાનં પાન યુક્ત આનંદે જે તારૂં જીવિત જાય છે તેથી તને ધિક્કાર છે.

इमानि तत्त्वानि जडानि यानि
  खादीनि संमील्य च विश्वसृंजि ।
वियोगतो यस्य पतन्त्यकस्माद्
  वियोगतो जीवसि तस्य धिक्त्वाम् ॥ २ ॥

આ આકાશાદિ પંચતત્વો જડ છતાં ભેળાં થઈ વિશ્વને ઉત્પન્ન કરે છે તે એ આત્માનો વિયોગ થયે અકાર્યકર થઈને નષ્ટપ્રાય થઇ પડી જાય છે. અને પોતાનું બ્રહ્માંડરચના કાર્ય કરી શકતાં નથી તેનો વિયોગ તને થયે છતે તું જીવે છે માટે તને ધિક્કાર છે.

अनेकशो बालक वृद्धयोषि
द्विहंगपश्वादय इष्टहीनाः ।
दृष्टाः श्रुताः सन्ति गतासवश्च
तेभ्योऽपि हीनं च धिगस्तु वै त्वाम् ॥ ३ ॥

કોઈ બાળક, કોઈ વૃદ્ધ, કોઈ સ્ત્રીઓ; કોઈ પશુઓ, કોઇ પંખીઓ, વિગેરે અનેક પ્રાણીઓ પોતાના ઇષ્ટ (વ્હાલામાં વ્હાલા) થી વિયુક્ત થયેલાં તે વિરહે પ્રાણ વિનાનાં થયાં સાંભળ્યાં છે અને દેખ્યાં પણ છે, અને તને તારા ઈષ્ટનો હજારો વર્ષથી વિયોગ છતે કંઇ વ્યથા થતી નથી માટે તેઓથી પણ હીન એવા તને ધિક્કાર છે.

स्तनंधयानां दिवसःशिशूनां
मातुर्वियोगेन युगायते हा ! ।
कालः सहस्रावधिक स्तवैष
यातो विना यं नहि यत्र दुःखम् ॥ ४ ॥

ધાવણાં બાળકને પોતાની જનનીના વિયોગે એક દિવસ યુગ જેવડો થાય છે, અને તારે તો તે પ્રભુવિના આવા સહસ્રાવધિક સમય ગયા પણ તેમાં જરા પણ તને દુઃખ થતું નથી. અરેરે! એ કેટલી બધી અપશોચની વાત છે.

मायादि देहादिनि चिन्त्यमाने
ज्ञातं च सत्वं क्षणिकं तदीयम्

आनंद ईदृग ह्यसवस्तदर्थे

त्यक्ताश्च ये मूढतमा हि ते वै ॥ ५ ॥

જે જનની વિગેરેના વિયોગે પૂર્વોક્ત બાળક વિગેરે પ્રાણુ તજે છે તે માતૃ વિગેરેના દેહનો વિચાર કરીએ તો તેમનું અસ્તિત્વ ક્ષણિક જણાય છે જ્યારે અમુકનું અસ્તિત્વ ક્ષણિક છે ત્યારે તદુત્પન્ન આનંદ પણ એવોજ (ક્ષણિક) હોય, તેને માટે જેઓએ પ્રાણુ તજ્યા છે તેઓને પણ અમે તો મહા મૂર્ખ કહીએ છીએ.

बुधा यदि स्युः खलु ते तदा तै

र्नित्ये सदानन्दमये व्रजेशे ।

प्रेमा स्वकीयो विनियोजनीय

स्तदा कृतार्था विदिता भवेयुः ॥ ६ ॥

જો તે ડાહ્યાં હોય તો તેમણે તેવો પોતાનો પ્રેમ નિત્ય અને સદા આનંદમય વ્રજપતિપર લગાડવો હતો; તો તે કૃતાર્થ અને જ્ઞાત અને બુધ વિદિત પ્રેમી ગણાત.

तेभ्यस्तु हीनस्त्वमसि प्रकाम

मीदृग्विधाः स्वेष्टकृते यतस्ते ।

त्वं वै त्वदिष्टाय यदेदृशः स्या

स्तदा कृतार्थं गणयाम्यहं त्वाम् ॥ ७ ॥

પણ તું તો તે કરતાં પણ અધમ છે, કારણ કે તેઓ પોતાના ઈષ્ટ માટે એવાં પ્રેમવાળાં તો હતાં અને તું તો તારા ઈષ્ટ માટે તેવો પ્રેમી નથી. હવે તું તારા ઈષ્ટ માટે એવો પ્રેમી થઇશ ત્યારે હું તને કૃતાર્થ ગણીશ.

वियोगतापः परिभावनीय
　　स्तिरोहितो य स्तव मंदभाग्यैः ।
शनैः शनैः स्वे हृदये विभाव्य
　　आनन्द अस्मिन् भव रे विलीनः ॥ ८ ॥

હવે તારા મંદભાગ્યે જે એ શ્રીકૃષ્ણનો વિયોગ તાપ અંતર્હિત થઇ ગયો છે તેની તારે નિરંતર ભાવના કરવી જોઇએ; તું તારા હૃદયમાં નિત્ય ધીરે ધીરે એ વિયોગ તાપની ભાવના કરીને તેમાં જે કંઇ આનંદ થશે એ આનંદમાં લય પામી જા.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये द्वितीय श्रीकृष्णवियोगाष्टकं
समाप्तम् ॥ २ ॥



# अथ तृतीयं तापक्लेशाष्टकम्

## ३

शिखरिणी वृत्तम्

अये प्राणाधार प्रियतम हरे नन्दतनय
इमं दासं दीनं जगति बत रे भ्रामयासि किम् ॥
न याचे भूमिं नो गृहसुतकलत्रादि किमपि
त्वहं याचे मात्रं व्रजभुवि निवासं तु सततम् ॥ १ ॥

હે પ્રાણુધાર! હે પ્રિયતમ! હે નંદતનય! અરે! આ દીનદાસને જગતમાં શા સારૂ ભટકાવો છો ? જે માણુસ અર્થી હોય છે તેને કોઇ પોતાની પાસે કંઇ માગશે એવી શંકાથી સામું જોતું નથી તેમ આપ માનતા હો તો વિનંતિ કે હું એવો અર્થી નથી; હું આપ પાસે પૃથ્વી માગતો નથી, ગૃહપુત્ર કલત્રાદિ કંઈ માગતો નથી, માત્ર હું એટલુંજ માગું છું કે મને તો નિરંતર વ્રજભૂમિમાં નિવાસ મળો.

अहं विप्रोऽस्म्यत्र द्विजवरसुताचार्यपदभा
गधिष्ठाने वन्द्ये निगमवचसां पाठक इति ।
तथाऽप्येतत्सर्वं ह्यविरत भवध्यान विषये
करोति व्याघातं तत इदमपाकृत्य न वृणे ॥ २ ॥

જો કે હું અહિં દ્વિજપુત્રના ગુરૂપદ ધરાવનાર ઉત્તમ આસનપર વેદ વચનનો ભણાવનારો છઉં એમ જગત દ્દષ્ટિએ અને મર્યાદા માર્ગે જોતાં ઉત્તમ સ્થિતિએ છઉં; પણ મને તો આ બધું નિરંતર આપનું ધ્યાન કરવાના વિષયમાં વ્યાઘાત કરે છે, માટે આ બધું તજીને એવું માગું છું કે—

व्रजेवासं जात्या ह्यपसदतरःकोऽपि सुतरां
भवेयं लोकानां तदभिवसतामङ्घ्रिरजसाम् ॥
समुत्सारी नित्यं तवचरितलीलास्थलसुदृक्
सुवन्द्यश्रीगोपीजनपद्रजः स्नानशबलः ॥ ३ ॥

શ્રીવ્રજમાં મને વાસ મળો. તે પણ આવી ઉત્તમ જાતિમાં હું માગતો નથી. ભલે નીચ જાતિમાં હું ઉત્પન્ન થાઉં અને ત્યાં રહેનારાં લોકની ચરણ રજને નિરંતર વાળનારો થાઉં, ત્યાં આપના તે તે લીલા સ્થળનાં દર્શન કરતા હોઉં અને સુવંદ્ય શ્રીગોપીજનની ચરણ રજના સ્નાનથી મેલો એવો હું ત્યાં ફરતા હોઉં !

न [illegible] तादृङ्मम भावितुमत्रस्यमनुज
स्त्विड्जन्मेदं मे निजजनपविक्रीय चं तदा ॥
पशुं तिर्यंचं वा कुरु तरुमथो मां व्रजतृणं
तदांयक्रोसानां कुरु चतुरसीतेर्नहि बाहिः ॥ ४ ॥

હે નિજજન પાલક પ્રભો ! આ વ્રજમંડળમાં મનુષ્ય જન્મ પામવાનું મારૂં ભાગ્ય ન હોય અને મારાજ સાધનની

१०५८९



આપ શદ્ધ જોતા હો તો અત્યારે મારી પાસે બીજું તો કંઇ સત્કર્મ નથી પણ શૌકલ સાવિત્ર અને દૈક્ષ્ય આ ત્રણ મારા જન્મ મારી પાસે વિદ્યમાન છે. તેને વેચી નાખીને તેની કિંમતના બદલામાં મને તે વ્રજમંડળનો પશુનો અવતાર આપો. તેટલી કિંમતથી તે પણ મળી શકે તેમ ન હોય તો ત્યાંના પંખીનો અવતાર આપો. તેમ પણ ન બની શકે તો ત્યાંના વૃક્ષનો અવતાર આપો, તે ન મળી શકે તો ત્યાં કોઈ તરણાનો અવતાર આપો; પણ તે વ્રજમંડળના ચોરાશી કોશની બહાર મને ન રાખો.

यथा कंचिद्वध्यं प्रति वदति कश्चित्तवघटी
द्वयाऽऽयुष्यं ह्यास्ते निजरुचिपिबाऽश्ना न वद वा।
तथाऽन्याक्रान्तोऽहं ह्यहह मम सेवा न भवति
त्विशानीं यः खेदो भवति च स नो वर्णनचरः ॥५॥

જેમ કોઇ ફાંસીએ જનાર માણસને કહે કે તારી આયુષ્ય હવે બે ઘડી છે તો તારી મરજી માફક ખાઇ લે પીઇ લે અને બોલી લે પણ તે મૃત્યુભયાક્રાન્ત હોવાથી કંઇ કરી શકતો નથી, કેવળ નિઃસીમખેદને લીધે શૂન્ય થઇ જાય છે તેવી રીતે હું પણ અન્ય ઉપાધિઓથી આક્રાંત રહેવાથી શ્રીગુરૂદેવના દર્શિત ક્રમે આપની સેવા કરી શકતો નથી. તો આ બાબતનો જે ખેદ થાય છે તે વર્ણનમાં આવી શકતા નથી.

कदा द्रक्ष्यामि त्वां व्रजवनलताकुंजकुहरे

व्रजस्त्रीभिर्युक्तं तदभिरुचितक्रीडनपरम् ।
भवद्ध्याना तंती मम हृदयमाधास्यति कदा
मवल्लग्नं भग्नं न भवति तथा निश्चलतरम् ॥ ६॥

હે પ્રાણુનાથ! વૃંદાવનના લતાકુંજમંડપમાં આપ ગોપીજનો યુક્ત હો. તેમની તે તે ઇચ્છિત ક્રીડા કરતા હો એવા આપનું હું કયારે દર્શન કરીશ! અને આપના ધ્યાનરૂપ દોરડી, કદી પણ ન ચળે અને ન ભ્રષ્ટ થાય એવા મારા હૃદયને બનાવીને કયારે આપના તે સ્વરૂપમાં સ્થિર કરી દેશો ?

न रोच्यं तत्किंचिद्भवदनुपयुक्तं प्रकृतिम
त्कदा तत्तद्द्रक्ष्य तव विचरितं ते विहरितम् ॥
कदा त्वन्नैवेद्य ग्रहणभविको भावुक इमान्
भविष्यामि स्वामिन्नयनयुगलादश्रुविगलन् ॥७॥

હે સ્વામિન્! આપના ઉપયોગમાં જે આવ્યું નથી એવું માયિક કંઇ પણ મને ગમતું નથી, આપ જયાં ફર્યા હર્યા છો એ વૃંદાવન શ્રીગોવર્ધન, અને આપે જયાં જયાં વિહાર કર્યો છે એવાં તે ત લીલા સ્થળનાં હું કયારે દર્શન કરીશ? આપને નિવેદિતજ વસ્તુ ગ્રહણ કરવાના ભાગ્યવાળો હું કયારે થઇશ?

અને આવો ભાગ્યવાળો હું કયારે થઇશ કે આ મારી હેડુગી બન્ને આંખોમાંથી પ્રેમનાં આંસુ ઝરતાં હોય અને-

कदा वृन्दाटव्यां मिलितनयनो ध्यानवशगो
अयेनाथ स्वामिन्निति विलपतो यत्र कुहचित् ॥
स्खलन्मूर्च्छन् देहः पतितपतितिः प्राणरहितो
ममाऽयं हा भूया त्तव विरहवैयग्र्यभविकः ॥ ८ ॥

શ્રી વૃન્દાવનની અંદર આંખ્યો વીંચાઈ રહી હોય અને કેવળ ક્યાંઇ પણ જવા આવવાના અનુસંધાન વિનાનો આપના મંગળમય ધ્યાનવશ થઇનેજ ફરતો હે નાથ! હે સ્વામિન્! એમ વિલાપ કરતાં મારો દેહ ક્યાંઈ ઠેંગા ખાતો હોય, ક્યાંઈ મૂર્છામાં પડી જતો હોય એમ પુનઃ પુનઃ પડતાં પડતાં તે સ્થળમાં પ્રાણરહિત થઈ જાય આવી આપની વિરહ વિહ્વળતાના ભાગ્યવાળો આ દેહ ક્યારે થશે?!!!

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये तृतीय तापक्लेशाष्टकं
समाप्तिमगमत् ॥ ३ ॥



# अथ चतुर्थ देहाष्टकम्

४

मन्दाक्रान्ता वृत्तम्

तापक्लेशानितिचिराचिरंभावयञ्जीवचान्य
द्यत्कर्तव्यं श्रृणु पुनरिदं ह्यर्पितो देहएषः ॥
श्रीकृष्णाय प्रियभगवते गोपनारीप्रियाय
तस्मात्स्वत्वं जहिहि सकलं तत्र यत्स्यात्त्वदीयम् ॥१॥

હે જીવ ! એ પ્રમાણે લાંબા લાંબા વખત સુધી તાપ ક્લેશની ભાવના કરતાં બીજું પણ તારૂં કર્તવ્ય છે. તે સાંભળ્ય, ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણ પ્રિય પ્રભુને આ દેહ અર્પણ કરવામાં આવ્યો છે, માટે તેમાં તું તારૂં જે સ્વત્વ માનતો હોય તે મુકી દે.

यातः कुत्र क्व बत पतितः क्व स्थितः क्वोपविष्ट
श्छन्नोऽच्छन्नः क्षुधित तृषितः कार्श्यपुष्टिंगतो वा ।
सारोग्यो वा सगद उत वा मानितो वाऽन्यथा वा
त्वेषा चिन्ता नहि च भवता कुत्रचिद्धारणीया ॥२॥

આ દેહ ગમે ત્યાં ગયો; ગમે ત્યાં પડી ગયો, ક્યાંઇ ઉભો હોય, ક્યાંઇ બેઠો હોય, માથે વસ્ત્ર હોય કે ન હોય,

ભૂખ્યો હોય, તરસ્યો હોય, દુર્બળ થયો કે પુષ્ટ, આરોગ્ય હોય કે અનારોગ્ય હોય, ક્યાંઈ માન પામે કે અપમાન પામે તો એની તારે ક્યાંઇ પણ ચિંતા કરવી નહીં.

यस्मात्सोऽयं न भवति तव प्राभवःसोऽस्तितस्मा
त्सस्वंवस्तु स्वरुचिरुचितं भावयञ्जागरूकः ॥
प्रारब्धाद्वा समुपनमति श्रीहरेरिच्छया त
द्भोक्तव्यं ते सुनिपुणतया नो निषिद्धं यदिस्यात् ॥३॥

કારણ કે આ દેહ તારો નથી, પ્રભુને અર્પણ કરવામાં આવ્યો છે માટે તે તેનો છે; એમ છે ત્યારે તે સર્વ સમર્થ પ્રભુ પોતાની વસ્તુને પોતાની ઇચ્છા પ્રમાણે સંભાળવા સદા જાગેજ છે. એમ માનીને ઉપરની ચિંતા ન કરવી. અને આ દેહના નિર્વાહ તરીકે ચાહે તો પ્રારબ્ધના યોગથી કે શ્રીહરિની ઇચ્છાથી જે એની મેળે આવી મળે તે તારે ભોગવવું, પણ તેમાં ઘણી ચતુરાઇ રાખવાની છે. શાસ્ત્રથી કે વૃદ્ધવાણીથી નિષિદ્ધ ન હોય તે ભોગવવાનું છે એટલે કે વિષયાદિક કે અપાવિત્ર્યકર તારે ભોગવવાનું નથી.

जैह्व्योपस्थ्यादिविषयवशः पापकर्माणि नित्यं
मत्वा स्वीयं यमभिमातिनः संचिनोषि प्रकामम् ॥
सोऽयं देह स्तव नहि हरावर्पितत्वा त्त्वदीयो
दत्तं [illegible] ततो नूनमेवं भवेथाः ॥ ४ ॥

અને જીવ જે દેહને તું અભિમાનથી પોતાનો માનીને ઈચ્છાવશ થઈને કે શિશ્નેન્દ્રિયાદિક વિષયને વશ થઈને નિરંતર મરજી મુજબ પાપ બાંધે છે, તે દેહ તો તે હરિને અર્પણ કર્યો છે માટે તારો નથી માટે દીધેલી વસ્તુને પાછી ગ્રહણ કરવાથી નક્કી નરકમાં પડીશ.

नैतावत्त्वं किमुत भवता श्रीप्रभोश्चापराद्धं
यस्यैतस्मिन्निजपरिकरे देहगेहादि रूपे ॥
स्वात्मीयत्वं कृतमभिमतं भुक्तमज्ञानिवद्वा
हंहो कष्टं विमृश विमृश त्वद्दशा भाविनीक ॥५॥

એટલુંજ નહિં પણ તેં શ્રી પ્રભુનો પણ મોટો અપરાધ કર્યો છે કારણ કે આ દેહ ગેહ તેમને અર્પણ કર્યો છે માટે તે રૂપ તેના પરિકરમાં તેં પોતાનું સ્વાત્મપણું કર્યું અને તેનું અભિમાન મનમાં બાંધી અજ્ઞાનની પેઠે તેં તે ભોગવ્યું છે, અરેરે ! કેવી અપશોચની વાત છે, વિચાર વિચાર એવા પ્રભુના ચોર તારી શી દશા થવાની ?

एकःपन्था भवति यदसेर्धारया तुल्य एव
यद्यज्जीवैर्भगवति निजं ह्यर्पितं प्राभवं तत्
मत्वा पाल्यं नहि निज ममत्वंकदाऽप्यत्र कार्यं
मार्गेणैतेन विचर सुखं ह्यन्यथा दंडभाक्स्याः ॥६॥

ઠીક પણ તેમાંથી બચવાનો એક રસ્તો છે, પણ તે તરવારની ધાર જેવો વિષમ છે તે આ પ્રમાણે કે–"જીવે જે જે પોતાનું ભગવાનને અર્પણ કર્યું છે તે પ્રભુનુંજ છે એમ માની પોતે તે ભગવદર્પિતનું પાલણ કર્યે જવું અને તેમાં પોતાનું મમત્વ કયારેય પણ ન કરવું." એ એક રસ્તો છે તે રસ્તે સુખેથી ચાલ્યો જા, નહિં તો અવશ્ય તારા અપરાધનો તારે દંડ ભોગવવાનોજ છે.

अव्यावृत्त्या यदि हि भवनं भाव्यते तूत्तमंत
न्मार्गे चाद्यौ प्रविश सहसा यो विदेहैः स्तुतोऽस्ति ।
व्यावृत्त्या चेद्यदि च भवनंभाव्यते नोत्तमं त
त्खड्गधारासदृशगहने याहि मार्गे द्वितीये ॥ ७ ॥

"अव्यावृत्तो भजेत्कृष्णं" એ શ્રીમહાપ્રભુજીના ઉપદેશ પ્રમાણે અવ્યાવૃત્તિ એટલે આકાશ વૃત્તિથી તારાથી જો રહી શકાય તો તે ઘણું ઉત્તમ છે માટે એમ બને તોતો પ્રથમ જે "આ દેહ સુખી દુઃખી ગમે તેમ હોય અને તે પ્રભુનો છે માટે તેની પ્રભુજ રક્ષા કરશે" આમ જે કહેવામાં આવ્યું છે તે પ્રથમને રસ્તે ચાલ્યો જા કે જે રસ્તાને શ્રીમહા-પ્રભુજીની આજ્ઞા રૂપ હોવાથી આપણે તો પરમમાન્ય ગણીએ છીએ પણ મર્યાદા માર્ગના જીવન્મુક્ત વિદેહીઓ પણ જેને વખાણી ગયા છે અને વખાણી રહ્યા છે એ રસ્ત ચાલી ન શકાય અને વ્યાવૃત્તિથી એટલે જગતના ધંધા કરતાં જીવન

ગાળવાનું તારાથી બની શકે તેવું હોય તો બીજો રસ્તો જે ઉપર બતાવ્યો જે " જીવે જે પોતાનું ભગવાનને અર્પણ કર્યું છે તે પ્રભુનુંજ છે એમ માની પોતે તે ભગવદર્પિતનું પાલણ કર્યે જવું અને તેમાં પોતાનું મમત્વ ક્યારેય પણ ન કરવું " એ ખડ્ગની ધાર જેવા વિષમ રસ્તે ચાલ્યો જા પણ તે ઉત્તમ નથી એમ હમેશ મનમાં જાણવાનું છે.

सिद्धान्तोऽयं समजनि यथा भक्तिमार्गः सकामो
निष्कामश्च प्रभवति तथा ज्ञायतामस्यतत्वम् ।
एतद्देहं प्रति कथयता माणाशिक्षा मयाऽत्र
वाच्या तस्माच्छृणु हि कथयाम्येतदीयं स्वकार्यम् ॥८॥

આટલું તને કહેતાં સિદ્ધાંત એ થયો જે જેમ ભક્તિમાર્ગ સકામ અને નિષ્કામ બે પ્રકારનો છે અને તેમાં નિષ્કામ ઉત્તમ અને સકામ સાધારણ મનાય છે તેમ આનું તત્વ સમજવું એટલે કે અવ્યાવૃત્તિએ શ્રીકૃષ્ણને ભજવા એ ઉત્તમ છે અને વ્યાવૃત્તિએ ભજવા એ એથી હીન છે. આ પ્રમાણે દેહને કહેતાં પ્રાણને પણ મારે કહેવું જોઈએ તો તેમનું જે કામ છે તે હું કહું છું તે તું સાંભળ્ય.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये चतुर्थं देहाष्टकं समाप्तम् ॥ ४ ॥

## अथ पंचमं प्राणाष्टकम्.

५

भुजंगि छन्दः

यदि प्राणशीलं च लक्ष्येत तर्हि
भवेथाः कृतार्थोऽस्ति तादृक तनु ।
नो पूर्णतां स्वां विना किंचिदन्य
त्कदाऽप्येव कांक्षन्त इति प्रसिद्धिः ॥ १ ॥

હે જીવ ! જો પ્રાણનું શીલ તારાથી જણાય તો તો તું કૃતાર્થ થઇ જા એવું તે છે, પ્રાણો છે તે સ્વપૂર્તિ ઉપરાંત બીજું કાંઇ વધારે ઇચ્છતા નથી એ જગપ્રસિદ્ધ છે.

कदन्नं च वा भिःसटा मिष्टमन्नं
स्वपूर्तिं हि येनापि केनापि कुर्यात् ।
विशेषाऽपि तुष्टि न जगध्वा सदन्न
भुताऽहो भवेन्नेतरा चेतरेण ॥ २ ॥

ગમે તો ખરાબ અન્ન હોય કે ઘરવડાં હોય કે મિષ્ટાન્ન હોય; પણ ગમે તેનાથી પોતાની પૂર્તિ કોઇ કરે, પછી મિષ્ટાન્ન જમવાથી તે વધારે પ્રસન્ન રહેતા નથી, તેમ ખરાબ અન્ન ખાવાથી તે નાખુશ થતા નથી.

तथा चेत्सति प्राणवृत्ते तदा त्वं
किमर्थं सदन्नाय यत्नं करोषि ।
कृते दुष्कृते पापमन्वेति तुभ्य
मथार्थिस्त्वया प्रेत्य भोक्तव्यमेतत् ॥ ३ ॥

જ્યારે એમ છે ત્યારે તું સારાં સારાં ભોજન મેળવવા શા સારૂ પ્રયત્ન કરે છે ? તે પ્રયત્નો કરતાં તું ઘણાં દુષ્કર્મો કરે છે અને તેથી તને પાપ લાગે છે કે જે તારે પરલોકમાં કે પરજન્મમાં અવશ્ય ભોગવવાનાં છે.

किमु प्राणशक्तिं वदाम स्तदन्यां
यदा वश्यमायन्न भूवन्बलिष्ठाः ।
जगत्सर्वमेतद्वशे तत्र जातं
ततो ह्यन्यथा चेत्ततो ह्यन्यथा तत् ॥ ४ ॥

એ શીવાય બીજી પ્રાણની શકિત એવી છે જે તેની તો હું વાત શી કરૂં ? જ્યારે એ પ્રાણ આપણે વશ થાય છે અને બલવાન થાય છે ત્યારે આખું જગત એ સાધકને વશ્ય થયું સમજવું અને એથી ઉલટી રીતે હોય તો તેનું ફળ પણ એથી ઉલટું સમજવું. એટલે કે જે પ્રાણને વશ છે તે જગત આખાનો તાબેદાર છે એમ સમજવું.

આ સિદ્ધાંત પ્રાણવિનિમયને આધારે સ્વાનુભૂત કહેવાય છે.

ततो यत्नमाधेहि तेषां बलाख्ये
ध[illegible]भ्यासमाग भूर्ग सि[illegible]यो वै ।
लभन्ते तदन्ते यथा स्पर्शरत्नं
तथा ते भवान्ति मयोक्तुःशुभाय ॥ ५ ॥

માટે તે પ્રાણોને બલવાન કરવામાં પ્રયત્ન કર્ય, કે જેનો અભ્યાસ કરતાંજ વચ્ચે ઘણી સિદ્ધિઓ મળે છે. પછી જેમ પારસમણી હાથ આવ્યો હોય તેમ તે સાધકના શુભને માટે બની રહે છે.

जगत्यत्र जन्तौ च दृश्येत यद्य
त्मतिष्ठा यतःसत्वमेताद्धि सर्वम् ।
असूनां बलं यावदास्ते च यस्य
फलं तावदेवैषु विज्ञेयमेव ॥ ६ ॥

આ જગતમાં અમુક પ્રાણીમાં જે જે પ્રતિષ્ઠા યશ પરાક્રમ વિગેરે જોવામાં આવે છે, તે જેને જેટલું પ્રાણનું બળ છે તેટલુંજ તેમાં તે ફળ હોય એમ સમજી લેવું.

दृढं निश्चितं यस्य यस्मिन्नथापि स्या
त्तदेव प्रसह्यैव लभ्येत तस्य ।
तथा चेत्साति प्राणसामर्थ्यमीद[illegible]
कुतो नैव योगोऽयमीशे विधेयः ॥ ७ ॥

જે માણસને જે રસ્તાપર દૃઢ નિશ્ચય હોય તે અવશ્ય તેને મળેજ છે. જ્યારે એમ છે અને પ્રાણોનું સામર્થ્ય પણ આવું ( પૂર્વે કહ્યા પ્રમાણે ) છે તો પછી પ્રાણનો એવો યોગ પરમેશ્વરને વિષે કેમ ન સાધવો ?

अतो जीव शिक्षामिमां मानयित्वा
त्वया श्रीहरौ ध्यानयोगो विधेयः ।
ततोऽन्यन्न किंचिन्मया ध्येयमस्ति
ततोऽन्यन्न किंचित्त्वया कार्यमस्ति ॥ ८ ॥

માટે હે જીવ ! આ મારી શિક્ષા માનીને તારે શ્રીહરિનો ધ્યાનયોગ કરવો. મારે એ સીવાય બીજું કંઈ ધ્યાન કરવાનું નથી અને તારે તે સીવાય બીજું કાર્ય કરવાનું નથી.

इतिश्री ब्रह्मसम्बन्धकाव्ये पंचमं प्राणाष्टकं समाप्तम् ॥ ५ ॥



# अथ षष्ठं रसनाष्टकः

६

शार्दूलविक्रीडित वृत्तम्

भो जन्मान्तर कृत्यदर्पण हृषीकाणां गण त्वं क्षणम् ,
मद्वाचं श्रृणु भद्रमेव भवतान्येन त्वदीयं भृशम् ।
श्रीकृष्णांघ्रियुगेऽर्पितोऽसि तदहे त्वं वै मया त्वन्मता,
त्वत्किं तद्विमुखोऽधुना भयासि नो कालोऽयमेयात्पुनः ॥१॥

અન્ય જન્મોનાં જીવનાં કૃત્યને જોઇ લેવાના દર્પણરૂપ હે તમામ ઇન્દ્રિઓના સમૂહ ! તું ક્ષણમાત્ર મારી વાત સાંભળ્ય કે જેથી તારૂં ઘણું કલ્યાણ થશે. તે ( બ્રહ્મસમ્બન્ધ લીધું તે ) દિવસે તારા મતથી ( તેં કબુલ કરવાથી ) મેં તને શ્રી કૃષ્ણના ચરણારવિંદયુગમાં અર્પણ કર્યો છે. તો અત્યારે તું તેનાથી વિમુખ કેમ થાય છે ! આવો સમય ફરી ફરીને આવવાનો નથી.

वैमुख्येन यतो गतश्चतुरशीतीयोनिमध्ये भवान्,
यद्दुःखं ह्यनुभूतमस्ति तदिदानीं स्मर्यते न त्वया ।
अप्यन्यस्य दशां निरीक्ष्य वहसे कम्पं तवैयं भवि,
व्यत्वेवेति पुनर्विचिन्त्य मथुरानाथोन्मुखं भूयताम् ॥२॥

જે પ્રભુથી વિમુખ થવાથી તું ચોરાશી લક્ષ અવતારમાં

ગયેલો છે અને ત્યાં ત્યાં જે દુઃખો તેં અનુભવ્યાં છે તે અત્યારે તને સાંભરતાં નથી અને સંભારતો પણ નથી પરંતુ બીજાઓની દુઃખી અવસ્થાઓ જોઇને તું કંપાયમાન થઈ જાય છે તેજ દશા તારી થવાની છે, એમ ફરીથી વિચારી મથુરાનાથોન્મુખ થઇ જા. મથુરાનાથ શબ્દ વિરહ ભાવના બતાવે છે.

रे जिव्हे रससारवेदनपरे त्वं वै बलिष्ठा यतो,
जित्वा सर्वमपि त्वदीयचरणे त्यक्तास्त्रवन्तोऽभवन् ।
नैके विज्ञतमा अदन्ति सुहृदां प्राणाधिकानां मृतौ,
स्वस्वार्थं च वदन्ति ते चलति नोऽस्माकं त्विनेदं हि धिक्॥

હે જીહ્વા ! તું રસનો સાર જાણવામાં ઘણીજ ચતુર છે અને તું બળવાનોમાં મોટી બળવાન છે કારણ કે કેટલાક જગતને જીતનારા લોકોએ તમામ જીત્યું છે પણ તને જીતવા આવતાં તારા ચરણમાં હથિયાર અર્પણ કરી તારે આધીન થઈ રહ્યા છે; કેટલાક ઉત્તમ મહાશયો પોતાના પ્રાણથી પણ અધિક વહાલાંના મરણમાં પણ પોતાને જે ભક્ષ્ય કાયમ મીઠું લાગ્યું હોય તે નિર્લજ્જ થઇને ખાય છે અને કહે છે જે "શું કરીએ અમારે આ અમુક ખાનપાન વિના ચાલતું નથી" હાય હાય ધિક્કાર છે.

यत्पापं खलु भोजनाय कुरुते सोऽयं प्रतापस्तव,
स्वादं हीच्छसि नित्यदा नवनवं प्राणा न जानन्ति तम् ।

स्वादाधीनमितो जनः स नृपतिर्भूत्वाऽपि दासायते,
नास्त्यस्मादधिकं परानुसरणे बीजं क्वचिल्लक्षितम् ॥४॥

માણુસ જે ખાવાને માટે પાપ કરે છે તે તારોજ પ્રતાપ છે, તું એમ કહેતી હોય કે પેટમાં પ્રાણ ક્ષુધા લગાડે છે માટે જીવને જમવું પડે છે અને તે માટે પાપ કરતો હોય તો તે પ્રાણુને શિર દોષ છે મને શું છે? તો તેના જવાબમાં કહેવાનું કે હંમેશાં નવા નવા સ્વાદને તું ઇચ્છે છે, પ્રાણ તો કોઈ પણ દિવસ એ સ્વાદને જાણતા નથી. તને તો પ્રાણાહુતીમાં ફુસકા આપીએ તોપણ તેને તે અમૃત જેવા છે તો તેટલું મેળવવા જીવને ઝાઝી ખટપટ કરવી પડતી નથી. પણ નવનવા સ્વાદ મેળવવા ખોટાં સાચાં કરવાં પડે છે અને તે તું કરાવે છે માટે તે તારોજ બધો પ્રતાપ છે; જે માણુસ સ્વાદને આધીન થયો પછી તે ભલે રાજા હોય તે પણ તે જગતનો દાસ હોય તેમ તેને જગતને આધિન રહેવું પડે છે, પરાધીન થવામાં આથી બીજું મોટું કારણ એકે જાણવામાં આવ્યું નથી.

तत्क्षारं कुरु जिह्विकेऽन्यरसनं क्लिष्टाऽसि यद्वांछया,
श्रीमत्प्राणपते र्निवेदितमिदं ग्राह्यंच नान्यत्क्वचित् ।
यस्मात्संचितमेति नाशमशुभं वर्धेत नो चेत्त त,
दन्वाय व्यतिरेकयोः फलमितेऽन्यद्वा विचिन्त्यं त्वया ॥

તો હે જીભ્ડવા! બીજા રસ લેવા તું ખારા કરીદે, કે જેની

લાલસાએ તું ઘણું દુઃખ પામી છે, કેવળ શ્રીમત્ પ્રાણપતિ
નિવેદિતજ લેવું બીજું કંઇ કયાંઇ પણ લેવું નહીં; કારણ કે
તેમ કરવાથી અનેક જન્મનાં સંચિત અશુભ નાશ પામશે
અને અનિવેદિત લેવાથી ઉલટાં વધશે તો બન્ને પક્ષમાં અન્વય
વ્યાતરેકે જોતાં આ લાભ છે અને આ ગેરલાભ છે, એ
તારે વિચાર કરવાનો છે.

अन्यद्वाच्यमपि त्वदीयपुरतो वर्वर्त्ति वाग्रूपिके,
यद्भाषा त्वमेषि तत्त्यज पराऽलापं रसाभासकम् ।
श्री कृष्णस्य सुधासमानि चरिता न्यालापय प्राणतः
प्रेष्ठस्यैव यतः प्रतिश्रुतमिदं ह्यस्माभिरस्यान्तिकम् ॥६॥

હે વાણીરૂપી જીહ્વા! બીજું પણ તારી પાસે મારે કહે
વાનું છે જે અન્યની આડીઅવળી વાતો કરીને જે તું વાણીને
આનંદ લે છે તે મુકી દે, તે ખરો રસ નથી, તે તે
કેવળ માત્ર રસાભાસજ છે જો તારે ભાષણ સુખ લેવું હોય
તો પ્રાણથી પણ વહાલા શ્રીકૃષ્ણનાં અમૃત તુલ્ય ચરિત્ર
વર્ણન કર કારણ કે આપણે એ પ્રભુની આગળજ (બ્રહ્મ
સંબંધ વખતે) પ્રતિજ્ઞા કરી છે.

तस्मा न्याविवादवाद वदने काऽऽस्तेऽधिकारस्तव,
नो पाल्येत यदि प्रतिश्रुतमतस्तामिस्रपातस्तत्र
भावी निश्चित एव मस्ति च ततो दीर्घं विचार्यैव हि,
यद्युक्तं [illegible] वक्तव्यमन्यत्त्वयि ॥ ७ ॥

માટે બીજી બાબતનો વાદવિવાદ કરવા તારે અધિકાર જ ક્યાં છે ? અને કરેલી પ્રતિજ્ઞા નથી પળાતી તો અવશ્ય તારો નરકપાતજ થવાનો છે; એમ તેને માટે લાંબો વિચાર કરીને જે યોગ્ય જણાય તેનું નિરંતર પાલન કર્યે જા. જો કે બીજું તને કહેવાનું.

आस्ते यद्यपि वै तथापि समयः स्वल्पः स्थलेऽस्मिन्नत,
ओऽप्येताऽन्य हृषीकवर्यमिलने गन्तव्यमास्ते मया ।
तत्स्वल्पोक्तमपि प्रभूत मनुमान्यैव प्रतिज्ञां निजां,
श्रीकृष्णः शरणं ममेति सततं जप्त्वा च पूर्णां कुरु ॥८॥

છે પણ આ સ્થળે હવે સમય થોડો છે (અષ્ટક પૂર્ણ થયું તે) માટે કહેતો નથી કારણ કે મારે હજી બીજી મોટી મોટી ઇન્દ્રિઓની મુલાકાત લેવા જવું છે માટે થોડું કહ્યું પણ ઝાઝું માનીને श्रीकृष्णः शरणंमम એમ નિરંતર જપીને તેં કરેલી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કર્ય.

इतिश्री ब्रह्मसम्बन्धकाव्ये षष्ठं रसनाष्टकं संपूर्णम् ॥६॥



## अथ सप्तमं नयनाष्टकम्.

७

मालिनीच्छन्दः

त्वमसि नयन नूनं हीन्द्रियाणां प्रधानं
तव खलु वशवर्ति तद्गणोऽप्यास्ति नित्यम् ।
भवति भवति संसारस्य वैमुख्यभाजि
सकलमपि तदामे कार्यजातं सुसिद्धम् ॥१॥

હે નયન! તું સર્વ ઇન્દ્રિયોનું નેતા છે અને તે ઇન્દ્રિયોનો ગણ હંમેશાં તારે વશવર્તી છે; તું જો સંસારની વિમુખતાવાળું થાય તો મારાં સર્વ કાર્યો સિદ્ધ થયાંજ છે.

प्रतिदिन मनुबद्धं चौरवत्वं मयाऽसि
ह्यविदितमपि तस्मि न्वंचायित्वा प्रयासि ।
उपदिशसि च पूर्वे लाभमात्मीयकार्ये
"त्वसि जितविषयस्त्वं" ह्येवमाश्वास्य माम् ॥२॥

હું તને હંમેશાં ચોરની માફક બાંધી રાખું છું, તેમાંય પણ ન જણાય તેવીજ રીતે તું મને છેતરીને ચાલ્યું જાય છે; પ્રથમ તો તું તારા કાર્ય (જોવામાં) માં મને લાભ બતાવે છે એટલે કે હું તને સૃષ્ટિસૌંદર્યનો કે વિધાતાની કારીગરીનો

કે જગતમાં જે લાવણ્યવાળું છે તે પ્રભુનો અંશ છે અને તે ઘણો સ્વલ્પ અમુક વ્યક્તિમાં છતાં કેવો રમણીય છે આવો તું મને અનુભવ પ્રથમ કરાવે છે; અને વળી "તું તો જીત વિષય છે તને ક્યાં વિષયો બાધ કરી શકે તેમ છે માટે ખુશીથી ઉપરનો દૃષ્ટિનો લાભ લે" આમ તું મને વિશ્વાસમાં આણીને મને છેતરીને વિષયમાં ચાલ્યું જાય છે.

अनुभव जगति त्वं सर्व सौन्दर्यमेव
त्वपि तव निजजातिं कुत्रचित्पश्य मात्वम् ।
न हि भवसि निबद्धं ह्यन्यलावण्यवत्सु
ह्यसुबलवति कस्मिन्भासि बद्धं सवर्णे ॥३॥

ઠીક તો તું મારૂં બાંધ્યું રહીશ નહી, તો જગતમાં સર્વ સૌંદર્યનો ખુશીથી અનુભવ કર્ય, તોપણ તું પોતાની નિજજાતિ (કોઈની આંખ્યો) યે કોઈ દિવસ પણ જોઇશ નહીં, કારણ કે બીજી લાવણ્યવાળી ચીજોમાં તું બંધાતું નથી પણ તારાથી કોઇ વિશેષ પ્રાણબળવાળા તારા સવર્ણ (કોઇના નેત્ર) માં ક્યાંઇ બંધાઇ જતું જણાય છેજ.

तदनु मदसवस्ते यान्ति कृष्टा दिदृक्षां
भवति सकलमेव स्वास्थहीनं मदंगम् ।
तदनु मनसि निष्ठाशून्य अस्मत्स्वकार्ये
विफलितमिव राधाकृष्ण सद्ध्यानसंज्ञम् ॥४॥

જ્યારે તું એમ ક્યાંઇ બંધન પામ્યું કે પછી તુરત મારા પ્રાણો તારી દિદૃક્ષા (જોવાની ઇચ્છિત વ્યક્તિ) તરફ ખેંચાઇને જાય છે, જ્યારે પ્રાણ ખેંચાય છે ત્યારે મારાં અંગે અંગ નિરંતર અસ્વસ્થ બની રહે છે, એમ થયા પછી મન જ્યારે વિકળ થયું કે આપણું શ્રી રાધાકૃષ્ણના ઉત્તમ ધ્યાન રૂપી જે કાર્ય છે તે નિષ્ફળ જેવું થયું જણાય છે. એટલે કે તનમનમાં આવી પીડા ન હોય અને તે યુગલ જોડીના ધ્યાનમાં જે ઘેરો આનંદ આવે છે તેવો આનંદ પછી પુર્વોક્ત વિક્ષિપ્ત મનથી થતો નથી બાકી ધ્યાન તો ચાલ્યા કરે છે પણ તે રસ વિનાનું.

पतित इह दशायां देह एकस्य युग्मा
त्सहि भवति पिशाचोऽनन्तकालं सुदुःखी ।
नयन यदपराधादीदृशी स्याद्दशा त,
त्त्वमसि च तदनर्थे तद्धुयुपादानबीजम् ॥५॥

હે નયન ! આવી પ્રિય અને પ્રિયતમાની એક બીજાનાં નેત્રે નેત્ર બંધાઈ રહ્યાં હોય તેવી દશામાં કદી પ્રારબ્ધયોગે બેમાંથી એકનો દેહ પડી જાય છે તે પરલોકગામી જીવ ભૂત સરજે છે અને પછી અનંતકાળ સુધી તે ઘણો દુઃખી થાય છે. જે અપરાધી જીવની આવી દશા થાય છે તે અનર્થ થવામાં તેનું ખરૂં કારણ તુંજ છે.

अहह बत निपात कीदृशश्चात्मनोऽयं

न हि न हि पथि तस्मिन्याहि रे दुष्ट नेत्र ।
पिपृहि निजवचो यत्स्वीकृतं स्वामिनोऽग्रे
स्मर च यमनिवासे विष्टिभोगोऽस्ति कीदृक् ॥६॥

અરે રે કેટલો બધો આ આત્માનો અધઃપાત થાય છે. રે દુષ્ટનેત્ર! એ રસ્તે નહીં જા. તેં પ્રભુ આગળ "આ મારી ઇન્દ્રિઓ અને તેના ધર્મ આપને અર્પણ કરૂં છું" એવી જે પ્રતિજ્ઞા કરી છે તે પૂર્ણ કર્ય, અને યમ લોકમાં યમ-યાતનાનું કેવું દુઃખ છે તે સંભાર્ય, યાદ કર્ય.

अहह क इह धर्मो ह्यन्यदृश्यं च दृष्ट्वा
मुदमयसि विशेषां श्रीहरेर्दर्शनात्त्वम् ।
कुत इह तव सिद्धेत्प्रेष्ठता श्रीहरौ वा
त्वपि बत तव भाव्यं वैष्णवत्वं कुतो वा ॥७॥

બીજી વસ્તુને જોઇને પ્રભુના દર્શન કરતાં વધારે આ-નંદ પામે છે અરેરે આ કયો ધર્મ કહેવાય, પ્રભુનાં દર્શન કરતી વખતે જરા આંખ વીંચામણી કરીને મુસ્તક નમાવીને ચાલ્યો જાય છે અને બીજી લૌકિક ચીજ દેખી કે તુરત આંખ્યો અને કાંન બધાં હસવા માંડે છે તો શ્રીહરિપર તારી પ્રેષ્ઠતા છે એ કેમ સિદ્ધ થઈ શકે, અને શ્રીહરિ તને પ્રેષ્ઠ (વહાલામાં વહાલા) નથી ત્યારે તારૂં વૈષ્ણવપણું પણ કેમ કહેવાય?

बहु बहु कथितं रे सर्वमेवाऽनुभूतं
नहि च किमपि तत्राऽन्यश्रुतेन प्रलब्धम् ।
यदि भवसि हि सज्ज स्वात्मकृत्ये तदाऽन्या
जनि रिह नहि भूया त्प्रापि गोलोक एव ॥८॥

રે નયન! તને ઘણું ઘણું કહ્યું છે, પણ તે બધું જાતે અનુભવેલુંજ કહ્યું છે હો; જેમ કોઈ માણસ કોઇની સાચી ખોટી વાતો સાંભળીને પોતે જાતે તેનો અનુભવ કર્યા વિનાજ અન્યને ઠપકો દેવા માંડે છે તેમ મેં કર્યું નથી. (બીજો અર્થ કે-બીજા સાધારણ લેખકોની માફક આ જેનું તેનું સાંભળી વાંચીને તેના ભાવો કે કવિતાઓ અંદર દાખલ કરી એક જોડકણું ઉભું કર્યું છે તેમ આ કાવ્ય ઉભું કર્યું નથી, આનો તો અક્ષરે અક્ષર ખરી લાગણીનો અને સ્વાનુભવનો છે.)

જો તું તારા પોતાના કાર્યમાં તૈયાર થા તો હવે બીજો જન્મ થવાનો નથી અને ગોલોક પ્રાપ્ત થઇ ગયો છેજ એમ સમજવું.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये सप्तमं नयनाष्टकं संपूर्णम् ॥७॥



# अथाष्टमं अन्तःकरणाद्यष्टकम्.

८

स्रग्धरा वृत्तम.

हंहो श्रोत्र त्वचे वा करपद युगले नासिकादीन्द्रियाणि,
नो भेतव्यं भवाद्भि र्न हि न हि भवतो भर्त्सये येन यूयम् ।
निर्दोषाणि स्थ नूनं विचरथ मनसो यत्र यावद्ययेच्छं,
तस्मात्स्वस्थानि भूत्वा श्रृणुत च भणितं मामकीनं मुदैव ॥१॥

પોતે પ્રભુને અર્પણ કરેલાં પોતાનાં દેહ પ્રાણેન્દ્રિયાં· તઃકરણ જ્યારે પ્રભુ સન્મુખ રહેતાં નથી ત્યારે તેને અને નિવેદિત પોતાના જીવને કવિ ઉપાય ચતુષ્ટયથી સમજાવવા તૈયાર થયો છે તેમાં દેહને અને પ્રાણને કહ્યું અને તમામ ઇન્દ્રિઓમાં મુખ્ય જે જીહ્વા અને નેત્ર તેને કહી હવે સંક્ષેપે અન્ય ઇન્દ્રિયોને કહી અન્તઃકરણને કહેશે.

હે·શ્રોત્ર! હે ત્વચા! હે હાથ પગનાં યુગલો કે નાસિકા વિગેરે ઇન્દ્રિયો તમે શા સારૂ થરથર કંપવા લાગ્યાં છો ? તમારે ન બીહીવું કારણ કે હું તમોને કેહેવાનો કંઇ પણ નથી. કારણ કે તમે તો કેવળ નિર્દોષ છો, સબબ કે મનની જ્યાં જેવી જેટલી ઇચ્છા હોય ત્યાં તે પ્રમાણે તેટલુંજ તમે વર્તી શકો છો માટે તમો તો સ્વસ્થ થઇને મારૂં કહેવું પ્રસન્નતાથી સાંભળો.

रेरे रत्नाकरान्तःकरण मम वचोऽस्त्यन्यदुद्दिश्य चोक्तं,
सर्वं तत्ते श्रुतं स्यादपि सकलमिदं माननीयं स्वानिष्ठम् ।
यस्मा त्सर्वस्य नेतृ प्रभुरिव जगतः प्रेरकोऽसि त्वमेव,
तं तं दोषं च तस्माद्गणयति विबुधस्त्वय्यहो यो यदीयः ॥२॥

રે રત્નાકર સાગર જેવા વિશાળ રત્નભરિત અપાર અંતઃકરણ ! મારાં આ વચનો કે જે બીજી ઇન્દ્રિઓને ઉદ્દેશીને કહેવામાં આવ્યાં છે તે તેં સઘળાં સાંભળ્યાં તો હશે પણ તે તારે બધાં સ્વનિષ્ઠજ (પોતાનેજ કહ્યાં છે એમ ) માનવાનાં છે હો. કારણ કે જેમ જગતનો પ્રેરક પ્રભુ છે તેમ એ સર્વ ઇન્દ્રિયગણનો નેતા તું છે માટે ડાહ્યા લોકો જે જે ઇન્દ્રિઓનો જે જે દોષ છે તે તમામ તુંમાંજ છે એમ ગણે છે.

त्वं सर्वं कारयित्वा किमु भवसि शठं दोषपूर्णं ह्यदोषं,
निक्षिप्यान्याश्च कूपेऽबुध कृपणतरान् कृन्तासि त्वं हि वध्रीम् ।
नैवं कार्यं कदाचिद्व्रजपतिचरणस्वाश्रयीभूय जीवैः,
सर्वे भद्रं लभन्तामिति तव करणीयं सुबुद्ध्या सदैव ॥३॥

તું આ બધું કરાવીને શઠ કેમ થાય છે ? ખરેખર તું દોષનું ભરેલું છે અને નિર્દોષ થવા આવે છે. તું તો બીજી અજ્ઞાન અને ગરીબ ઇન્દ્રિઓને કુવામાં નાંખી દઇને (તે તે વિષયમાં આસક્ત કરી દઇને ) પછી ઉપર વાધરી (દોરડી) કાપી નાંખે છે શ્રી વ્રજપતિના ચરણના આશ્રયી જીવોએ

કદાચિત્ પણ એવું (વિશ્વાસઘાતનું) કામ કરવું જોઇએ નહીં, સર્વે સારા લાભને પામો એમ સદ્બુદ્ધિથી નિરંતર તારે કરવાનું છે.

हा ज्ञाता त्वद्विवक्षा त्वमुह वदसि यन्नाहमेता नियुंजे,
किन्तु स्वच्छन्दमेते निजनिजरुचिते मय्यनावेद्य यान्ति।
यात्वा सर्वेऽप्यमी मां हरति निजबलं कुर्वते ह्यात्मतुल्यं,
निर्दोषं वै ततोऽस्मि स्खलितमिति मम क्षाम्यतामीश यस्स्यात्.४

હા તું જે કહેવા માગે છે તે જાણ્યું, તું એમ કહે છે જે વિષયોમાં જવાની હું આ ઇન્દ્રિયોને પ્રેરણા કરતું નથી પરંતુ તેઓ સ્વચ્છન્દે પોતપોતાના ગમતા વિષયોમાં મને ખબર કર્યા સિવાય ચાલી જાય છે અને જઇને એ બધાં પોતપોતાના બળ પ્રમાણે મને ખેંચે છે અને પોતા જેવું ભ્રષ્ટ મને કરી દીયે છે, માટે હું તો નિર્દોષ છઉં અને આવી આભાસ જેવી મારી ભૂલ જણાતી હોય તો માફ કરશો.

नैवोत्तार्यं त्वयैत न हि घटति यतःसोऽस्ति सिद्धान्त इत्थं,
यत्पश्चाद्ब्रह्मजातिं प्रतिचरति भवद्दिष्ट सिद्धान्त एषः।
श्रेयाऽज्ञेयं विबुद्धं हरिशरणवता ह्यर्पितं मंत्रपूर्वं,
श्रीपादाब्जे च येनश्रवणपथचरो नैष मार्गस्तदीयः ॥५॥

આવો તારે ઉત્તર દેવો નહીં, કારણ કે એ વાત ઘટતિ નથી. એનો સિદ્ધાંત આમ છે કે, તે પૂર્વે જે સિદ્ધાંત બતાવ્યો

તે પશુ પંખી વિગેરે અજ્ઞાન જાતિમાં નાખે છે અને ત્યાં તે યોગ્ય છે; પણ અજ્ઞેય જેણે જાણ્યું અને પ્રભુનો આશ્રયી થઇ મંત્ર પૂર્વક જેણે શ્રીના ચરણમાં સ્વાત્મનિવેદન કર્યું છે, તેના હૃદયમાં તો નહીં પણ કાન માંહી પણ તારો પૂર્વોક્ત માર્ગ (સિદ્ધાંત) આવ્યો નહિં હોય.

तस्माद्वादं विवादं त्यज मम भणितं स्वात्मनिष्ठं कुरु त्वं.
नो वंच्योऽहं कदाचित्त्वमपि भव तथाऽध्यात्मवर्गं गृहाण।
यद्यद्यस्यैव कार्यं सकलमपि ततो ग्राहयित्वा स्वयं तु,
श्रीकृष्णध्यानयुक्तं यतिरिव भवतान्निर्विकल्पे समाधौ ॥६॥

માટે વાદવિવાદ મૂકીદે અને મારૂં કહેવું સ્વાત્મનિષ્ઠ કરીદે, મને કયારેય તારે છેતરવો નહીં, તારે પણ કયાંઇ છેતરાવું નહીં અને ભગવત્સેવાનું કાર્ય છે તે બધુ તમ તેમને પકડાવી દઇને ઇન્દ્રિઓને કબજે કર્ય જેનું જેનું જે જે ભગવત્સેવાનું કાર્ય છે તે બધું તેમ તેમને પકડાવી દઇને તારે તો નિર્વિકલ્પ સમાધિમાં યતિ લીન થયો હોય તેમ શ્રીકૃષ્ણની સમાધીમાં યુક્ત રહેવું.

अन्येभ्यो यद्यदुक्तं तव सकलमिदं नास्ति भोक्तव्यमेव,
यस्मादन्ये जडाःस्यु र्नहि चिरविदिता याम्यदंडं प्रयुक्तम्।
यावत्सत्वं क्षमित्वा किल जडसदृशा भावि नस्तद्व्यथात,
त्काले ज्ञेया त्वया वै तत इह दिनतः सावधानं भव त्वम् ॥७॥

બીજી ઇન્દ્રિયોને જે જે કહેવામાં આવ્યું છે તે તારેજ

ભોગવવાનું છે કારણ કે બીજી ઇન્દ્રિઓ તો જડ છે અને અ-લ્પજ્ઞાનવાળી છે માટે જ્યારે યમદૂતોના મોટા લોહ મુદ્ગર-ના માર માથે પડવા માંડશે, ત્યારે પોતાની શક્તિ પ્રમાણે સહન કરીને તે ઇંદ્રિયો મૂર્છિત થઈ જશે, તે વખતે તે બધી વ્યથા તારે અનુભવવાની છે, માટે આજ દિનથી તું સાવ-ધાન થઇ જા.

ध्यायं ध्यायं श्रीकृष्णं व्रजजननिचये दर्शयन्तं मनोज्ञां,
तत्तल्लीलां यथेष्टां द्रुहिणशिवमुखैर्दैवतैरप्यगम्याम्
धेयं धेयं च वृंदावनमतिरुचिरं यत्र गोपीजनानां
श्रीमत्पादैकपांसुं समुदमुदहरन्मस्तकेषुद्धवोऽपि ॥८॥

તો તારે તો વ્રજજન સમૂહમાં જે જેને ઇચ્છિત એવી સુંદર તે તે લીલા શ્રીકૃષ્ણ બતાવતા હોય અને જે જે શિવ-બ્રહ્માદિક પણ જોઈ કે જાણી શકતા નથી તેવું નિરંતર ધ્યાન કરવાનું છે તેમજ જે વૃંદાવનમાં શ્રીગોપીજનની પરમ ક-લ્યાણ રૂપ એક એક ચરણ રજને ઘણા આનંદે ઉદ્ધવજી માથે ચડાવતા હતા તે મનહર વૃંદાવનનું ધ્યાન કરવું.

इति श्रीब्रह्मसम्बन्धकाव्येऽष्टममन्तःकरणाद्यष्टकम् ॥८॥



# अथ नवमं तद्धर्माद्यष्टकम्.

१

*पंचचामरं च्छन्दः

सुशब्द किं पराक्रम स्त्वया निजः प्रकाश्यते,
अनेक राग रागिणी सुकंठवर्ण सुस्वरे ।
न मोहमेमि किन्तु कृष्णराधिकायु तेत्वयि,
भवामि लीन एवमस्त्यतो भवांस्तथेहि माम् ॥१॥

હે સુંદર શબ્દ ! તું તારૂં પરાક્રમ કરી આગળ શા સારૂ પ્રકાશે છે, અનેક રાગ રાગણીવાળા સારા મીઠા કંઠમાંથી નીકળી આવતા ઉત્તમ સુરાવટ વાળા તુંમાં હું મોહ પામતોજ નથી; પણ રાધાકૃષ્ણ યુક્ત તું હો તેમાં હું લીન થઇ ગયો છઉં, એમ છે માટે તું જો તેવો એટલે શ્રીરાધાકૃષ્ણયુક્ત હો તો પછી તું તારાં ઉપરનાં ઉત્તમ સ્વરૂપમાં ખુશીથી મારી પાસે આવ્ય, નહિં તો દૂર રહેજે.

सुकोमलैर्निजैर्गुणैर्भवांस्तु मां हि वंचते,
+स्पर्श रे स्वसंगिनां घटेन न प्रतारणम्

---

* ગુજરાતીમાં જેને "નારાચ છંદ" કહે છે તે સંસ્કૃતમાં નર્મદાષ્ટક વિગેરે છે તે

+ અહીં છંદોભંગ થાય છે પણ આ ગાથામાં "સ્પર્શ"

थांपि त्वया च जीव तत्र मुह्यतेऽधमाधम,
त्वदीयधर्म एष किं त्वया च तद्विचार्यताम् ॥२॥

અરે સ્પર્શ! તું તારા સુંદર સ્પર્શ ગુણોથી મને ઘણીવાર છેતરી જાય છે પણ પોતાના સંગીયોને છેતરવાં એ (સારા માણુસને) ઘટતું નથી; અરે અધમમાં અધમ જીવ! તું પણ એ સ્પર્શ સુખમાંજ ખુશી થાય છે? શું એ તારો ધર્મ છે એ વિચાર કર્ય.

सुरूप रे भवन्मया चिरं चिरं निरीक्षितं,
परंतु सम्प्रति त्वया मदीय दृष्टिगोचरम् ।
न भाव्यमेव दृश्यसे न लौकिकं त्वमत्र चे
द्धरि स्वरूपमाश्रये स्तदा सुखं हि दृश्यताम् ॥३॥

અરે સુંદર રૂપ! તને મેં બહુ બહુ લાંબો વખત જોયું એ પરિચયથી તું મારી પાસે નિરંતર આવે છે પણ હવેથી તારે મારી દૃષ્ટિગોચર થવું નહીં કારણ કે હવે હું તને લૌકિકને જોતો નથી, છતાં તું જો પ્રભુના સ્વરૂપનો આશ્રય લે તો ખુશીથી દૃષ્ટિગોચર થા.

ममःप्रसीदते हरे र्निवेदिते तदन्यथा
प्रसग्रहेऽधिकार एव नास्ति मे ततो रस ।

---

શબ્દ લાવવાની જરૂર છે અને તે જ્યાં આવે ત્યાં છંદોભંગ કરે તેવું તેનું સ્વરૂપ હોવાથી નિરૂપાયે વાંચનારે ક્ષમા કરવી.

यथेष्ट मेव गम्यतां न जिह्विका स्फुरायते
समर्पितस्य धर्म एव सुस्थिरोऽस्तु मे हृदि ॥४॥

હે રસ ! પ્રભુને નિવેદિત ભક્ષ્ય ભોજન લેવામાંજ મારૂં મન પ્રસન્ન થાય છે એ સીવાય અન્ય રસ ગ્રહણ કરવામાં મારો અધિકારજ નથી માટે તું અનિવેદિત જેટલો લૌકિક હો તે તે હવેથી ગમે ત્યાં ચાલ્યો જા, તેવા તને લેવાને હવે આ મારી જીહ્વા ફરફરાટ કરતી નથી. મારા હૃદયમાં તે સમર્પિતનોજ ધર્મ સ્થિર થજ્યો.

तदन्य इन्द्रियार्थका भवद्भि रप्ययं मम
व्यवस्यतां प्रतिश्रव स्तदानुकूल्यतां यदि ।
भजध्वमेव तर्हि मत्सकाशमीयतां सुखं,
न चे त्तदा सुदूरमेव भूयतां भवादृशैः ॥५॥

એ પ્રમાણે તદ્ધર્મમાં શબ્દ સ્પર્શ રૂપ અને રસને તેઓ મુખ્ય હોવાથી યથોચિત કહી હવે સામાન્ય રીતે તમામ ઇન્દ્રિયોના ધર્મને કહે છે—

તે સિવાયના હે તમામ ઇન્દ્રિયોના વિષયો તમો પણ મારી પ્રતિજ્ઞાને ( બ્રહ્મસંબંધ વખતે કરેલી પ્રતિજ્ઞાને ) સમજી જો તેની અનુકૂળતાને ભજો તો સુખેથી મારી પાસે આવો નહીંતો આપ જેવાએ ઘણું દૂર રહેવું.

अगार दार पुत्र वृद्ध वित्त लालसादिका
विजानते भवन्त एव मस्मदीयकं व्रतम् ।
तदानुकूल्यवर्तिभिर्भवद्भि रेव भाव्यता
मशोक लोकगामिभि स्तदाशिभिश्च भूयताम् ॥६॥

હે ઘર! સ્ત્રી પુત્ર વૃદ્ધ વિત્ત અને તેની લાલસાઓ
તમે પણ આ આપણા વ્રતને જાણો છો તો તમો તેની
અનુકુળતા વાળાં થાઓ અને આનંદમય લોકની આશાવાળાં
અને ત્યાં જનારાં થાઓ.

भवत्सु पालनं मया सदैव कार्यमस्त्यहो
स ते भवन्त ऐश्वराः समर्पिताःस्थ यन्मया ।
मया भविष्यते च यावदात्मशक्ति पालनं
करिष्यते ततःपरं समर्थ एव नः प्रभुः ॥७॥

તમારૂં હમેશાં સારી રીતે મારે પાલણ કરવાનું છે,
કારણકે મેં તમોને પ્રભુને અર્પણ કર્યા છે માટે તમે ઈશ્વરનાં
છો માટે તમો ઇશ્વરની ચીજો છો એમ ધારીને મારી શક્તિ
પ્રમાણે બનશે તેટલું મારાથી તમારૂં પાલણ કરાશેજ તેમાં
કંઇ ખામી રહેશે તો પછી આપણે તમામને એ પ્રભુ સમર્થ છે.

अतो भ[illegible] सेवनं सुखं विधीयतां
यथाधिकारमात्मकार्य तत्परैश्च भूयताम् ।
सुलाभ एष नो पुनः पुनः कदापि लप्स्यते,

त्वतः स्वजन्म सार्थकं कुरुध्वमेव रे प्रियाः ॥८॥

માટે તમો સુખેથી પ્રભુની સેવા કરો, અને સહુ સહુના અધિકાર પ્રમાણે પોતપોતાના કાર્યમાં તત્પર થાઓ, આવો ઉત્તમ લાભ ફરી ફરીને કયારેય મળશે નહીં માટે હે વહાલાંઓ ! તમો પોતાનો જન્મ તો સાર્થક કરો.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये नवमं तद्धर्माद्यष्टकं संपूर्णम् ॥९॥



# अथ दशममात्माष्टकम्.

## १०

शार्दूल विक्रीडितम्

किं चात्मन् भवतापि वै प्रतिदिनं श्रीनन्दरायात्मजे,
सेवा श्रीगुरुदर्शिता च करणीयाऽन्यद्विहायैव भोः ।
दासोऽहं तव चाऽस्मि यच्च कथितं सत्यं कुरुष्वेतित,
दन्यदासपदं न वाऽऽत्माशिरासि त्वं धेहि कृष्णस्पृश ॥१॥

અને હે આત્મા! તારે પણ બીજું તમામ છોડીને શ્રી ગુરૂ દેવે બતાવ્યા પ્રમાણે શ્રી નંદકુમારની સેવાજ કરવાની છે दासोऽहं कृष्ण तवाऽस्मि (હે કૃષ્ણ હું આપનો દાસ છઉં) એવું જે તેં કહ્યું છે તે સત્ય કર્ય! હે કૃષ્ણદાસ! આત્મા હવે તું બીજાનું દાસ પદ તારા શિરપર ધારણ કર્ય માં.

श्रीसेवाकरणे न तेऽस्ति नियति स्तत्तच्चारित्रं श्रृणु,
सद्भक्ता यदि नो मिले द्रहसि तद्ध्यानं कुरुष्वेदृशम् ।
यःसद्भाव उदेति जीवहृदये सोऽमुं तदा मोचये,
यो दुर्भाव उदेति जीवहृदये सोऽमुं हि बध्नाति वै ॥२॥

શ્રી સેવા કરવાનું તારૂં પ્રારબ્ધ ન હોય તો તેમનાં મંગળમય ચરિત્રો સાંભળ્ય, અને તેનો કહેનાર સદ્ભક્તો ન

મળે તો એકાંતમાં બેઠાં બેઠાં આવું આ કાવ્યમાં કહ્યું તેવું ધ્યાન કર્ય, ઉત્તમ ધ્યાન કરતાં જીવના હૃદયમાં જે સદ્ભાવ ઉત્પન્ન થાય છે તે તેને મુક્ત કરી દે છે અને સાંસારિક ધ્યાન કરતાં જે જીવના હૃદયમાં દુષ્ટભાવ ઉત્પન્ન થાય છે તે તેને બંધન કરે છે.

मंत्रोऽयं भवता ह्यपाठि गुरुतः श्रीब्रह्मसंबन्धकृत्
तच्छ्रोतुं समये तदैव किमु वा जप्तुं च शश्वत्त्वया ।
जप्तुं भावयितुं स एव भवताऽधीतोऽस्ति तज्जप्यतां
तस्मिन्भावय भावना मितिविधां काव्यं तदर्थे कृतम् ॥३॥

તું આ બ્રહ્મસંબંધ કરાવનારો ૮૪ અક્ષરનો મંત્ર જે ગુરૂ પાસેથી ભણ્યો છે તે શું તે સમયે બ્રહ્મસંબંધ થતી વખતે એક વાર શ્રી ગુરૂ દેવના મુખથી સાંભળવાજ કે નિરંનર તે જપવા ! ઠીક તેની હજી તને ખબર જણાતી નથી; તો સાંભળ્ય, નિરંતર જપ કરવા માટે અને નિરંતર તેના અર્થની ભાવના કરવા માટે તું આ મંત્ર ભણ્યો છે. (કારણ કે શાસ્ત્રમાં જોઇએ છીએ તો જેટલા જેટલાએ ગુરૂ પાસેથી મંત્ર લીધા છે તે તેને નિરંતર જપીને પરમ કલ્યાણને પામી ગયા છે તેવું ગુરૂ દીક્ષા લેવાનું સ્વરૂપ છે) માટે હવે તેનો જપ કર્ય અને જપતાં તેના અર્થની આ કહેવાય છે તે પ્રમાણે ભાવના કર્ય અને આ કાવ્ય કર્યું છે પણ તેટલા માટેજ.

यद्वै वेदभयं तवास्ति कथितं पूर्वं मया तद्दृशं,
सर्वात्मप्रणयी भविष्यसि हरौ सर्वं तदा नंक्ष्यति ।

न स्याल्लोकभयं न वेदजमियान् श्रीकृष्णभावात्मको,
भूयास्तत्खलु धन्यवादपदभागेवं त्वदाशा मम ॥४॥

જે મેં તને વેદ ભય ( યમ લોકમાં તારા દુષ્કર્મોનાં ફળને ભોગવવાં પડશે એ ) આગળ બતાવ્યો છે તે જ્યારે તું પ્રભુમાં સર્વાત્મપણુથી થઇશ ત્યારે આળસવાનો છે; તને લોકનો ભય ન રહે વેદનો ભય ન રહે એવો શ્રીકૃષ્ણ ભાવાત્મક તું થા તો ધન્યવાદના પદને ભોગવનારો થઇશ અને એ પ્રમાણે તારી મને આશા છે.

एवं सर्वसहायिनं च समभिष्टुत्य प्रभुं प्रार्थये,
हे निःसाधनतारक व्रजपते दासोऽस्म्यहं ते पुनः ।
नाऽन्यस्यैव भवामि नो निगमजा नो लोकजाशा मम,
तद्भीत्या सह वोभवीति मनसीत्येवं स्वनिष्ठं कुरु ॥५॥

એ પ્રમાણે ભક્તિ માર્ગમાં સર્વ સાહાય્યીની સ્તુતિ કરીને પ્રભુની પ્રાર્થના કરૂં છું, હે નિઃસાધન પ્રાણીના તારક વ્રજાધીશ ! હું આપનો દાસ છઉં તે હવે ફરીથી બીજાનો દાસ ન થાઉં અને લોકની અને વેદની આશા તેના ભય સહિત મારા હૃદયમાં ઉત્પન્ન ન થાય એમ તમે મને સ્વનિષ્ઠ કરો.

आर्तो ज्ञानसमुत्सुको धनपरो ज्ञानी च भक्ता अमी,
चत्वारः कथितास्त्वया तत इह ज्ञानी न जि.ज्ञासितः ।

ह्यर्थार्थी न च मामवेहि कमपि ह्यार्तं त्वदासक्तक,
मार्तोपसरणं महीयसि भवेन्नो मोघमित्यं श्रुतिः ॥६॥

હે પ્રભુ! આપે શ્રીગીતાજીમાં આર્ત જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એમ ચાર પ્રકારના ભક્ત કહ્યા છે તેમાંનો હું જ્ઞાની નથી. જીજ્ઞાસુ નથી અને અર્થાર્થી પણ નથી. હું તો આપમાં આસક્ત જીવો હોય તેમાંનો કોઇ એક અલ્પ પ્રાણી એ ચાર ભક્તોમાં હજી આરંભી જીવ છઉં અને (એકડે એક શીખનારો છઉં) આર્ત છઉં તો મોટા પુરૂષો પાસે આર્તોનું જવું નિષ્ફળ થતું નથી એમ શ્રુતિ છે.

रोगी वैद्यगृहं प्रयाति, वनुते ह्यर्थी, व्यथी क्रोशते,
त्वऽन्तर्यामितया तदेव सकलं वेत्सि त्वमेतद्विभो ।
तस्माद्येन हृदा सुदीर्घमपि मे काव्यं प्रयुक्तं त्वयि,
साफल्यं कुरु सद्य एव भगवन् मां हि स्वनिष्ठं कुरु ॥७॥

હે વિભો! રોગી હોય તેજ વૈદ્યને ઘેર જાય છે, અર્થાર્થીજ યાચના કરે છે, જેને પીડા થતી હોય, તેજ રાડયો પાડે છે, અને આપ તો અંતર્યામી હોવાથી બધું જાણોજ છો માટે જે મારી ઈચ્છાથી આવું લાંબું કાવ્ય આપ પર યોજવામાં આવ્યું છે તે ઇચ્છાને હે ભગવન્! જલ્દી સફળ કરો એટલે આ ઘડીએ કહ્યા પ્રમાણે મને આપ સ્વનિષ્ઠ કરો.

सन्तीमानि मदिन्द्रियाणि सततं दारादि लुब्धानित,
त्वप्राबोधं हि समर्पणे च समये तानि त्वयि द्रावय ।

युष्मद्दासजनै स्त्वया च भगवन् हंहोऽनुकम्प्योऽस्म्यहं,
तत्त्वां दीनदयालुतां मयि कुरुष्वेति प्रभो प्रार्थये ॥८॥

આપ કહેશો, કે " તું હજી અપક્વ છે તારી ઇન્દ્રિયો હજી સંસારાસક્ત છે મહાસક્ત નથી માટે તારી માગણી પ્રમાંણે હાલ બની શકશે નહી." તો તેના જવાબમાં વિનંતી કે—જે વખતે મેં સમર્પણ કર્યું તે વખતેજ મેં તે જણાવ્યું હતું જે " મહારાજ, આ મારાં દેહ પ્રાણેન્દ્રિયાંતઃકરણ દારાગાર પુત્રાપ્ત વિત્તેહામાં આસક્ત છે, એવાં હું આપને અર્પણ કરૂં છું " અને આપે તે શ્રી ગુરૂ દેવની કૃપાથી સ્વીકાર્યાં હતાં. એના સાક્ષી મારા શ્રી ગુરૂદેવ છે. આમ સાટું કરતી વખતે મેં કંઇ છળ નથી કર્યું, એવા મોટા પુરૂષની રૂબરૂજ મેં તે ચોખ્ખું કહ્યું હતું જે મારો માલ મેળો છે, સો ટચનું સોનું નથી, અને એ મંત્ર પણ ભગવદુક્ત વિદ્યમાન છે, અને એ મંત્ર પ્રમાણે જેણે આપની શરણાગતિ કરી તેનો ઉદ્ધાર કરવાનું આપેજ કબુલ કર્યું છે; છતાં આજ મને આપ કેમ રખડાવો છો ? કૃપા કરીને આપ મારા દેહ પ્રાણેન્દ્રિયાંતઃકરણ, આપમાં ખેંચો, હે ભગવાન્ ! હું તો દીન છઉં, દીનતાથી કહું છું કે આપે અને આપના અંગીકૃત જનોએ મારાપર કૃપા કરવી જોઇએ માટે આપની જે દીન દયાળુતા છે તે મારાપર સફળ કરો એ પ્રમાણે વિનતિ છે.

इति श्रीब्रह्मसम्बन्धकाव्ये दशममात्माष्टकं समाप्तम् ॥१०॥



## अथैकादशं श्रीकृष्णकवचम् ॥

छन्दस्तदेव.

श्री कृष्णःशरणं ममाऽस्तु सकलाऽपायेभ्य इत्थं ब्रुवे,
श्री कृष्णःशरणं ममाऽस्तु सकलव्यामोह इत्थं ब्रुवे ।
श्री कृष्णःशरणं ममास्तु सकलाश्चर्येभ्य इत्थं ब्रुवे,
श्री कृष्णःशरणं ममास्तु सकलग्लानिभ्य इत्थं ब्रुवे ॥१॥

સર્વ વિઘ્નોમાંથી ( એટલે આવતાં તમામ વિઘ્ન વખતે ) શ્રી કૃષ્ણજ મારે શરણ હોજ્યો અને અષ્ટાક્ષરનોજ મારે આશ્રય હોજ્યો એમ કહું છું તે પ્રમાણે વ્યામોહ છે તે પણ ભગવદાશ્રય અને સ્મૃતિ છોડાવનાર છે માટે સર્વ વ્યામોહ વખતે પણ શ્રી કૃષ્ણજ મારે શરણરૂપ હોજ્યો અને અષ્ટાક્ષરનોજ મારે આશ્રય હોજ્યો એમ કહું છું. તેમજ સકલ આશ્ચર્ય અને સકલ ગ્લાની વખત પણ તેમ હોજ્યો.

श्री कृष्णःशरणं ममाऽस्तु सद्ने बाह्ये स्थिते चालने,
श्री कृष्णःशरणं ममाऽस्तु कशिपौ स्वापोपवेशेऽपि च ।
श्री कृष्णःशरणं ममाऽस्तु लिखने मौने तथा भाषणे,
श्री कृष्णःशरणं ममाऽस्तु रसनाऽग्रेवर्तिं नित्यं तथा ॥२॥

ઘરમાં, બહાર, ઉભા રહેતાં, ચાલતાં, શય્યામાં, નિદ્રામાં, બેસવાં, લખતાં, મોન રહેતાં, બોલતાં, નિરંતર શ્રી કૃષ્ણઃ શરણં મારી જીભાગ્રે હોજ્યો.

श्री कृष्णःशरणं ममेति जपतात् सर्वेन्द्रियाणां गणः
श्री कृष्णःशरणं ममेति जपतात् सर्वेन्द्रियाणां सुरः ।
श्री कृष्णःशरणं ममेति जपतात् रक्तादिधातु व्रजः
श्री कृष्णःशरणं ममेति जपतात् सर्वत्र रोमावलि ॥३॥

મારી સર્વ ઇન્દ્રીઓનો સમૂહ શ્રીકૃષ્ણ:શરણંમમ એ જપ્યા કરજ્યો, તેમજ સર્વ ઇન્દ્રિઓના દેવતાઓ, રૂધિરાદિક ધાતુ સમૂહ, અને સર્વત્ર રોમાવળી શ્રીકૃષ્ણ:શરણંમમ એ જપ્યા કરજ્યો.

श्री कृष्णःशरणं ममास्तु मरणे पश्चाच्च गम्ये स्थले,
श्री कृष्णःशरणं ममास्तु जननी गर्भे प्रसूतावपि ।
श्री कृष्णःशरणं ममास्तु शिशुतातारुण्ययो वार्धके,
श्री कृष्णःशरणं ममास्तु शरणं श्री कृष्ण एवाऽस्तु मे ॥४॥

મરણ વખતે શ્રીકૃષ્ણ મારા શરણ રૂપ હોજ્યો. મુવા પછી જ્યાં જવાનું હોય ત્યાં, ફરી વળી પ્રારબ્ધ યોગે કે હરિ ઇચ્છાએ જનનીના ગર્ભમાં આવવું પડે ત્યાં, ત્યાંથી જન્મતી વખતે, પછીના બાળપણમાં, યૌવનમાં, વૃદ્ધપણમાં સર્વત્ર શ્રીકૃષ્ણ મારે શરણ હોજ્યો, શરણ તો શ્રીકૃષ્ણજ હોજ્યો.

ब्रह्म सम्बन्ध मंत्रो हि चतुरशीतिवर्णकः ।
तावच्छ्लोकैरिदं काव्यं भावनायै निरूपितम् ॥८५॥

શ્રી વિષ્ણુસ્વામી મતાનુવર્તિ શ્રીવલ્લભીય સંપ્રદાયનો

ગુરૂદીક્ષામંત્ર જેને બ્રહ્મસંબંધ (બ્રહ્મ શ્રીકૃષ્ણ તે સાથે સંબંધ કરનાર) મંત્ર નામે કહેવામાં આવે છે તે ચોરાશી અક્ષરનો છે તેટલા શ્લોક [૮૪] વડે આ કાવ્ય મેં [કર્તાએ] પોતે મંત્રાર્થની ભાવના કરવા કરેલું છે.

इति श्री सौराष्ट्र मण्डलान्तर्वर्ति जाफराबाद ग्रामस्थ संस्कृतपाठशालाध्यापक श्रीमद्विठ्ठलात्मज प्राणशंकर शर्मणा विरचितं श्री ब्रह्मसम्बन्धकाव्यं संपूर्णम् ॥

---

ઉપરોક્ત કાવ્યને મળતાં બોધદાયક નિમ્ન લિખિત બન્ને અષ્ટકો હોવાથી અત્રે આપવામા આવ્યાં છે.

## ॥ श्री दिदृक्षाष्टकम् ॥

द्रुत विलंबित वृत्तम्

असुपते किमु वच्मि करोमि किं ।
क शमयेऽतुल खेदमिमं मम ॥
न नयनं भव वस्तु दिदृक्षते ।
स्पृहयते तव दर्शन मक्रमम् ॥१॥

અર્થ—હે પ્રાણુપતે શ્રીકૃષ્ણુ? મારે હવે આપને શું કહેવું, અથવા શું કરવું, અને આ મારો અપાર ખેદ મારે ક્યાં શાંત કરવો. તે એ કે આ મારા નયન છે, તે સંસારની

કોઈ પણ ચીજને જોવા ઈચ્છતાં નથી, કેવળ આપનાજ દર્શનની ચાહના રાખી રહ્યાં છે, તેથી તે અજ્ઞાની છે. કારણકે-

नहि समाधि समीरित निर्मले ।
हृदि सदा यतयोऽपि जुषन्ति तत् ॥
कथमिदं सुलभं हि करिष्यते ।
भवति दीनतमं निरपत्रपम् ॥२॥

અર્થ—સમાધિથી ઘણા વેગવાળા નિર્મલ હૃદયમાં નિરંતર યોગી લોકો પણ જેનો સાક્ષાત્કાર કરી શકતા નથી તે સ્વરૂપને આ નયન કેમ સુલભ કરી શકશે? અર્થાત્ નહીંજ પ્રાપ્ત કરી શકે, માટે દુર્લભ પદાર્થની વાંછના કરવાથી તે મૂર્ખ છે એમ ઠરે છે, જ્યારે તેને પોતાનો આગ્રહ છોડાવવા સમજાવું છું ત્યારે ગરીબમાં ગરીબ અને લજ્યા વગરનું થઈ જાય છે. જેમ ભિક્ષુ રાંક લોકો ગૃહસ્થને આંગણે બેઠેલાં હોય છે તેને ખસેડવા જેમ જેમ કહેવામાં આવે તેમ તેમ જેવી પોતાની કંગાલ વૃત્તિ બતાવે છે તેવું આ નયન આપના દર્શન માટે બને છે.

न नयनं त्वयि धावति केवलं ।
ह्यपि मनस्तदवस्थमभूत्खलम् ॥
न हि तथेत्यपि जीव इति ध्रुवं ।
भवति तत्त्वमिदं ह्यपि सात्मकम् ॥३॥

અર્થ—મહારાજ! કેવળ નયનજ આપ તરફ ખેંચાઈ

રહ્યું છે એટલુંજ નથી પણ મનની પણ એજ સ્થિતિ છે, આંખને અટકાવવી હોય તો પાંપણો વિંચવારૂપ સાધન છે, પણ મનને અટકાવવાનો કાંઈ રસ્તોજ નથી. કારણ કે તેનું કામ તો વિચાર કરવાનું છે, તે તો ક્ષણ પણ બંધ થતું નથી. માટે તે બંધનમાં આવતું નથી. અરે ! એટલુંજ નથી પણ જીવ નામનું તત્વ છે. તે પણ આત્મા સહિત એવું થઇ ગયું છે, એટલે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં ક્યાંઈ પણ સુખ આવતું નથી.

न नयनादि विवेक विधायकं ।
वयुनमीषदिदं खलु सुस्थिरम् ॥
भवति मद्धृदये क्वचिदप्यहो ।
जडनिभं हृदयं ननु स्वत्तृषम् ॥५॥

અર્થ—અરે કદી ઇન્દ્રિયો, અંતઃકરણ, જીવ, આત્મા વિગેરેના વિવેકને જણાવનારૂં સાંખ્ય જ્ઞાન પણ જો મારા હૃદયમાં સ્થિર રહેતું હોત તો પણ તેથી હું શાંત થઇ શકત, તે પણ જ્ઞાન હૃદયમાં સ્થિર રહેતું નથી. કેવળ આ હૃદય તો આપનીજ તૃષ્ણાવાળું અને તેથી જડ જેવું બની રહ્યું છે.

कथयते सुजनो जगति प्रभा ।
वयुन मेतदहो प्रशमंकरम् ॥
गहन संसृति मोचकमित्यपि ।
न खलु तत्र ममाऽऽस्थित आशयः ॥५॥

અર્થ—હે પ્રભો ! દુનિયામાં સજ્જન લોકો કહે છે જે

સાંખ્ય તત્વ જ્ઞાન છે તે જીવને ઘણિ શાંતિ આપનારૂં છે, અને ગહન સંસારને પણ છોડાવી દેનારૂ છે; પણ મને તા અનુભવ થતાં મારા હૃદયની આસ્થા એમાં ચોટતીજ નથી. કારણ કે—

प्रशमत स्त्वयि भाव विमोचकं ।
सुखकरं किमु तन्ननु मादृशाम् ॥
नहि च संसृति मोचक मित्युत ।
ह्यहह हानि रियं तव मोचकम् ॥६॥

અર્થ—એ જ્ઞાન સર્વ વાસનાઓનો વિરામ કરી દે છે, હૃદયપર જ્યારે એવા પ્રશમનો સંસ્કાર થયો તેથી આપને વિષે જે ભાવ છે તની વાસના પણ ત્રોડી નાંખે છે, ત્યારે તે જ્ઞાન હું જેવો કે જે ગમે તે કાળેય પણ આપને સાક્ષાત્કાર કર્યા શીવાય નિવૃત્તિ માને તેમ નથી. અને આપના વિરહાગ્નિ રસમાં અજરામર રહેનારને શું સુખકર થાય? એ જ્ઞાન ગહન સંસારને છોડાવનારૂં નથી પણ જીવનો આપમાંથી પ્રેમ છો-ડાવનારૂં છે તેથી અરેરે એતો અમને મોટી હાનિજ કરે છે.

अनुनये दशनेषु तृणंकरो ।
ह्यसुपते ह्यसु+ शंकर एष भो ॥
सुविहिताञ्जलि [illegible] ।
वितर रे करुणाकर भिक्षितम् ॥७॥

અર્થ—હે પ્રાણુપતે દાંતમાં તરણું લેઇ બે હાથ જોડીને

---

+ આ કર્તાનું નામ છે,

નિશ્ચય અજ્ઞાની જનોનો અગ્રણી આ પ્રાણી જે હું પ્રાર્થના કરૂ છું તે માગેલાને હે કૃપાસાગર જરૂર અર્પણ કરો.

न नयनादि विवेक विधायकं ।
वयुनमीषादिदं भवतु स्थिरम् ॥
भवतु मद्धृदयं व्रजवल्लभ ।
जडनिभं ह्यनिशं ननु त्वत्तृषम् ॥८॥

અર્થ—નયન અંતઃકરણાદિકનો વિવેક બતાવવાવાળુ જ્ઞાન જરા પણ મારા હૃદયમાં સ્થિર થશો નહીં. હે વ્રજ વલ્લભ મારૂં હૃદય તો માત્ર આપનીજ તૃષ્ણાવાળું અને તેથ જડ જેવુંજ નિરંતર રહેજ્યો.

॥ इति समाप्तमिदं दिदृक्षाष्टकम् ॥

## ॥ अथ स[illegible]ज्वल भावाष्टकम् ॥

किमु वदामि मुखेन पुनः पुन ।
हृदय साक्षिण ईश पुरस्तव ॥
यदि वदामि तथापि मानसो ।
ह्यनुभवो गिरया नहि वर्ण्यते ॥१॥

અર્થ—હે ઇશ ! આપ હૃદય સાક્ષીની પાસે મા મુખથી વરંવાર શું કહેવું, અને કદાપી કહું તોપણ અંત કરણનો અનુભવ વાણીથી વર્ણવી શકાતોજ નથી.

क्व गता ननु सा सुदशा मम ।
प्रतिपलं भवदीक्षण आतुरः ॥
अटवान् ? मत्र यदा तदा ।
जगदिदं व्रजरूप मबुध्यते ॥२॥

અરે ! એ મારી ઉત્તમ દશા ક્યાં ગઇ ? કે જેમાં હું નિરંતર આપના દર્શનમાં આતુર થઇ આ જગતમાં ફરતો હતો, કે જેમાં આ આખું જગત વ્રજરૂપજ જણાતું હતું, એ મારી ઉત્તમ દશા ક્યાં ગઇ ?

सखि गतोऽद्यतु चारयितुं पशू ।
न्विधिकरी रतिहाय बृहद्वने ॥
किमु वयं समयं गमयेम भो ।
रिति गिरो हृदये मम जृंभिताः ॥३॥

સખિ ! આજ તો આપણુ દાસીને છોડીને શ્રીકૃષ્ણ બૃહદ્ વનમાં પશુઓ ચારવા માટે પધાર્યા છે. અરે એ વિના આપણે આપણો સમય કેવી રીતે કાઢીશું ? આમ કેમ જાણી કોઇ લલના કદંબ મારા હૃદયમાં બેઠું હોય અને વિરહ ભાવના કરતું હોય એમ મારા હૃદયમાંથી થતા અવાજો હું સાંભળતો હતો, આવી મારી ઉત્તમ દશા ક્યાં ગઇ ?

विपिन मेत्य मया दिशि ईक्षिता ।
किमित एष्यति कृष्ण इतोऽथवा ॥
किमित एष्यति विहलितोऽभव ।

मयुनजं विपिन स्थिर जंगमान् ॥४॥

હું વનમાં જઈને શું આપ અહિંથી પધારશો ? કે અહિંથી પધારશો ? એવી આશાથી વિહ્વળ થઈને દિશાઓને જોયા કરતો, અને જંગલનાં સ્થાવર જંગમ પ્રાણીઓને આપની ખબર પૂછયા કરતો હતો, એ મારી ઉત્તમ દશા કયાં ગઈ ?

त्वयि गते मथुरां व्रजसुन्दरी ।
हृदयभाव विहारि मनो मम ॥
यदभवच्च पुरा क हि तादृशं ।
क्च गता ननुसा सुदशा मम ॥५॥

આપ મથુરામાં પધાર્યા ત્યારે વ્રજ સુંદરીઓનો જે હૃદય ભાવ હતો તે ભાવમાં જે આ મારૂં મન પૂર્વે વિહાર કરતું હતું તે કયાં ? અને એ મારી ઉત્તમ દશા કયાં ગઈ ?

किमु फलं नहि सा यदि भावना ।
किमु फलं नहि सा विरहव्यथा ॥
किमु फलं च तदा मम जीविते ।
धिंगिति मां हि तया च तया विना ॥६॥

જ્યારે હૃદયમાં એવી અત્યારે ભાવના થતી નથી જ્યારે એવી વિરહ વેદના અત્યારે થતી નથી, તો પછી ગમે એટલી લાંબી આયુષ્યમાં મારે જીવવું હોય, તોપણ શું ફળ છે ? કંઈજ નહિં. અરે મને એ ભાવના અને એ વિરહ વેદના વિનાનાને ધિઃકાર છે.

समय कर्म विहाय तवाऽऽश्रयं ।
कृतवतः किमुते ह्यनपेक्षणम् ॥
ह्यपि च नो तव दोष मिथं ब्रुवे ।
ननु हि हा मम साधन मंदता ॥७॥

કાળ કર્મને છોડીને તમારો આશ્રય કરનારપર આવી આપની બેદરકારી કેમ રહેવી જોઇએ? ઠીક! પણ એમાં આપનો દોષ હું કહેતો નથી, એતો મારાજ સાધનની મંદતા હોવી જોઈએ એટલે કે હું હજી આપની કૃપાને લાયક નહિં હોઉં માટે મારે કંઇક સાધન કરવાની જરૂર હશે.

किमु तथापि भवे दुत साधनः ।
समभवं नहि साधन मिष्यते ॥
निजवशं नहि मानस मित्यत ।
स्त्वयिगतं व्रजनाथ विधेहि रे ॥८॥

કદી એમ મારી સાધનની જરૂર હોય તોપણ હવે થાય શું? કંઇ ન બને, કારણ કે હું તો હવે નિઃસાધન થઇ ગયો છઉં. માટે કંઇ પણ સાધન કરવું ગમતું નથી તેમ કંઈ પણ સાધન કરવામાં મન પ્રથમ કબજે જોઇએ, તે મન પૂર્વના દિદૃક્ષાષ્ટક પ્રમાણે મારે વશ નથી, તો ત મનને હે વ્રજનાથ તમનિષ્ઠ કરી દ્યો.

समाप्तमिदं समुज्वल भावाष्टकम् ॥



॥ श्रीकृष्णाय नमः ॥

# ગુરૂ શિષ્ય સંવાદ.

અર્થાત્

## ( બ્રહ્મસંબંધ વિષે થતા આક્ષેપોનો સપ્રમાણ પ્રત્યુત્તર. )

શિષ્ય—પ્રશ્ન—બ્રહ્મ સંબંધ એટલે શું ?

ગુરૂ-ઉત્તર-બ્રહ્મ એટલે સર્વવ્યાપક, બાહ્યાભ્યંતર આનંદાવિષ્ટ, રસઘન, પરમકાષ્ઠાપન્ન, નિર્ગુણ, પરિપૂર્ણ પુરૂષોત્તમ અને તદીય વૈષ્ણવનો જે સંબંધ તેનેજ "બ્રહ્મસબંધ" કહેવામાં આવે છે.

सम्यक् बंधः संबंधः । ब्रह्मणः संबंधः ब्रह्म संबंधः ॥

સમ્યક્ કદાપિ શિથિલ ન પડે એવો બંધ તે સંબંધ, અને નિર્દોષ સર્વ સમ બ્રહ્મ સાથે કદાપિ શિથિલ ન પડે એવી ગ્રન્થી તેજ **બ્રહ્મસંબંધ.** અર્થાત્ સ્થૂલ સૂક્ષ્મ દેહથી ભિન્ન આ જીવ પરબ્રહ્મનો અંશ છે. સૃષ્ટિની આદિમાંજ ભગવદિચ્છાથી અંશરૂપ ઉત્પન્ન થઇ માયા શક્તિદ્વારા ભિન્ન થાય છે, માટે આ જીવ જન્મ મરણાદિ દુખોને ભોગવેછે, એ દુઃખથી નિર્મુક્તથવા શાસ્ત્રકારોએ ભિન્ન ભિન્ન ઉપાયો કહેલા છે, પરંતુ ભક્તિમાર્ગમાં એ અવિદ્યાકૃત બંધમાંથી છૂટી પરબ્રહ્મની સાથે સંબંધ કરા-

વનાર વેદ, ગીતા, ભાગવતાદિને અનુસરી જે ઉપાય કહે-વામાં આવેલો છે, તેનેજ આત્મનિવેદન, સમર્પણ, અથવા બ્રહ્મસંબંધ કહેવામાં આવે છે.

શિષ્ય—પ્રશ્ન—(૨) બ્રહ્મસંબંધ લેવાથી ફળ શું ?

ગુરૂ—ઉત્તર—શ્રીમન્મહાપ્રભુ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ "બાલબોધ" નામના ગ્રન્થમાં આજ્ઞા કરી છે કે—

समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद् ध्रुवम् ।

જીવ પોતાનો દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ, આત્મા સર્વ પ્રભુને નિવેદન કરે તો જીવ નિશ્ચય વૈષ્ણવ, ભગવદીય એટલે ભગવત્સંબંધી થાય છે. "સિદ્ધાન્તરહસ્ય" માં પણ આજ્ઞા કરી છે કે—

ब्रह्मसंबंध करणात् सर्वेषां देहजीवयोः ॥
सर्व दोष निवृत्ति हिं ।

નિર્દોષ સર્વ સમ બ્રહ્મનો સંબંધ કરવાથી દ્વિજ માત્રનાજ નહિ પણ સર્વના, માત્ર દેહનાજ નહિ પણ દેહ અને જીવના, એકાદ દોષ નહિ પણ દોષ માત્રની નિવૃત્તિ નિશ્ચય થાય છેજ. મહાનુભાવ શ્રી હરિરાયજીએ પણ સ્પષ્ટ આજ્ઞા કરી છે કે—

ब्रह्म संबंधतः कृष्ण साक्षात्संबंध योग्यता ।
ततस्तत्सेवयास्वीय सर्वस्व विनियोगतः
गृहीतः परमान्द निधिः कृष्णोऽक्षयः स्वतः ॥

નિર્દોષ સર્વ સમ બ્રહ્મનો સંબંધથી ફલરૂપ સદાનંદ શ્રીકૃષ્ણના સાક્ષાત્સંબધની યોગ્યતા થાય છે. ત્યાર પછી

બ્રહ્મના સંબંધથી શ્રીકૃષ્ણના સાક્ષાત્સંબંધની યોગ્યતા પ્રાપ્ત કરીને સ્વકીય સર્વ પદાર્થનો વિનિયોગ શ્રી કૃષ્ણની સેવા દ્વારા શ્રીકૃષ્ણમાં કરવાથી અક્ષય પરમાનન્દ નિધિ શ્રીકૃષ્ણનું સ્વતઃ ગ્રહણ થઇ જાય છે. અર્થાત્ પ્રભુ વશીકરણ થઈ જાય છે. એ મુખ્ય ફળ છે.

બીજું બ્રહ્મસંબંધ રહસ્ય એ છે કે-અન્ય માર્ગોદ્વારા સદ્ગતિને પ્રાપ્ત થયલા જીવો પુણ્ય ક્ષીણ થવાથી પુનઃ સંસારમાં પ્રાપ્ત થઈ ચોરાશી લક્ષ યોનિમાં પ્રાપ્ત થાય છે. પરંતુ બ્રહ્મ સંબંધ કરનારને ચોરાશી લક્ષ યોનિમાં પુનઃ જન્મ લેવો પડતો નથી. કદાચિત્ અપરાધ વશાત્ જન્માન્તરનો અંતરાય ભગવત્પ્રાપ્તિમાં થાય છે. કિન્તુ ચોરાશી લક્ષ યોનિમાં ભ્રમણ કરવું પડતું નથી. એજ પરમ નિગૂઢ આશયથી બ્રહ્મસંબંધનો મંત્ર ચોરાશી અક્ષરનો શ્રીહરિએ ઉપદેશ કરેલો છે અને તદનુસાર વર્તન કરવા માટે આ કાવ્ય પણ નિગૂઢ રહસ્યથી પૂર્ણ ૮૪ શ્લોકાત્મક રચેલું છે. **અર્થાત્ ચોરાશી લક્ષ યોનિમાંથી નિર્મુક્ત થઇ પ્રભુને વશીકરણ કરવા એ બ્રહ્મસંબંધનું ફળ છે.**

શિષ્ય-પ્રશ્ન-(૩)-બ્રહ્મસંબંધ લેવાની આવશ્યકતા શી?

ગુરૂ-ઉત્તર-" મંત્ર સાર " નામના ગ્રન્થમાં કહ્યું છે કે-

**दीक्षिताय विशेषेण प्रसीदेन्नान्यथा हरिः ।**
**ब्राह्मणः क्षत्रियो वापि वैश्यः शूद्रोऽथवा पुनः ।**
**एवं स्त्रियो वा यत्नेन गुरुमेव समाश्रयेत् ॥**

દીક્ષા ( મંત્રોપદેશ ) ગ્રહણ કરવાવાળાને વિશેષે કરીને શ્રી હરિ પ્રસન્ન થાય છે. અન્યથા મંત્રોપદેશ વિના શ્રીહરિ પ્રસન્ન થતા નથી, માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રો અને સ્ત્રિઓએ પ્રયત્નપૂર્વક ગુરૂ દ્વારા મંત્રોપદેશ ગ્રહણ કરવોજ જોઇએ. મંત્રોપદેશ વિના રહેનારને પ્રત્યુત દોષ કહેલો છે—

अदीक्षितस्य वामोरु कृतं सर्व मनर्थकम् ।
पशुयोनि मवाप्नोति दीक्षा हीनो नरो मृतः ॥

મંત્રોપદેશ વિના રહેલા પુરૂષનાં સવ સત્કર્મો નિષ્ફળ થાય છે, અને મંત્રોપદેશ વિના મનુષ્ય મરણ પામે તો તે પશુ યોનિને પ્રાપ્ત યાય છે. માટે ભગવત્પ્રાપ્તિની અભિલાષા વાળાઓએ **શ્રી હરિને પ્રસન્ન કરવા બ્રહ્મસંબંધની આવશ્યકતા છે.**

શિષ્ય—પ્રશ્ન—(૪) કેટલાએક કહે છે કે બ્રાહ્મણાદિ વર્ણત્રયને દ્વિજત્વ સિદ્ધ કરનાર ગાયત્રી મંત્રનો ઉપદેશ દીધા પછી કોઇ પણ અન્ય મંત્રનો ઉપદેશ ગ્રહણ કરી શકાયજ નહિં. તો વૈષ્ણવ શૈવાદિ મંત્રોપદેશ કેવી રીતે લઈ શકે ?

ગુરૂ—ઉત્તર—ગાયત્રી મંત્રનો ઉપદેશ ગ્રહણ કર્યા પછી અન્ય મંત્ર ગ્રહણ કરવાને શાસ્ત્રમાં કોઇ ઠેકાણે નિષેધ જોવામાં આવતો નથી પ્રત્યુત ગાયત્રી મંત્રના ઉપદેશ પછી “ જ્યોતિષ્ઠોમ ” યજ્ઞ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવા સારૂ

સોમિક દીક્ષા લેવીજ જોઇએ તેનું વેદાદિકમાં વિધાન છે. તેવીજ રીતે સંન્યાસ ગ્રહણ કરવા સારૂ "પ્રૈષ" મંત્રના ઉપદેશનું વિધાન છે અને તે મંત્રના ગ્રહણ પછીજ તે સંન્યાસી કહેવાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે ગાયત્રી મંત્રના ઉપદેશથી દ્વિજત્વની સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ અન્ય અધિકાર સિદ્ધ કરવા માટે અન્ય મંત્રનો ઉપદેશ ગ્રહણ કરવોજ જોઇએ. એ વેદ શાસ્ત્રની મર્યાદા છે. તેથી ગાયત્રી મંત્રના ઉપદેશ પછી પણ શિવ વિષ્ણુ વિગેરે દેવોની ભક્તિ કરવા માટે વૈષ્ણવ શૈવાદિ મંત્રોની અતીવ આવશ્યકતા છે. અને ત તે દેવોની ભાક્ત સિદ્ધ કરવાની ઇચ્છાવાળાઓએ તે તે મંત્રો ગ્રહણ કરવાજ જોઇએ. એટલાજ માટે કહ્યું છે—

यथा द्विजत्वं गायत्र्या श्रुतौ श्रौतेऽधिकार कृत् ।
वैष्णवत्वं तथा ताभ्यां ततः सेवाऽधिकारिता ॥

જેવી રીતે બ્રાહ્મણાદિક ત્રિવર્ણને ગાયત્રી મંત્રના ઉપદેશથી દ્વિજત્વ અને વેદ તથા શ્રૌત સ્માર્ત કર્મમાં અધિકાર પ્રાપ્ત થાય છે, તેવી રીતે શરણ અને નિવેદન (બ્રહ્મસંબંધ) એ બે મંત્રોથી વૈષ્ણવત્વ અને શ્રી હરિની સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. અર્થાત્ જેવી રીતે દ્વિજત્વની સિદ્ધિ માટે ગાયત્રી મંત્રોપદેશની આવશ્યકતા છે તેવી રીતે શિવ વિષ્ણુ વિગેરે દેવોની ભક્તિ સિદ્ધ કરવા માટે તે તે દેવતાઓના મંત્રો ગ્રહણ કરવાની આવશ્યકતા છે.

શિષ્ય—પ્રશ્ન—(૫) બ્રહ્મ સંબંધનો મંત્ર વેદાદિક કોઈ પણ ગ્રન્થમાં નહિ હોવાથી તે મંત્રને વૈદિક શી રીત કહેવાય ?

ગુરૂ—ઉત્તર—(૬) બ્રહ્મ સંબંધ ( આત્મ નિવેદન ) નું સ્વરૂપ વેદમાં બૃહદારણ્યક ઉપનિષદ્‌ના અધ્યાયના ૪ ના ૫ મા બ્રાહ્મણમાં તથા ગીતાજીના અધ્યાય ૯ માના શ્લોક ૨૭ માં અને અધ્યાય ૧૨ ના શ્લોક ૧૪ માં તથા શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના અધ્યાય ૨–૩–૧૧–૧૯ એ પ્રકારે આત્મ નિવેદનનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. તેમજ બ્રહ્મસંબંધનો મંત્ર પણ "શાંડિલ્ય સંહિતા" ના ભક્તિ ખંડમાં નિરૂપણ કરવામાં આવેલો છે. અતએવ વેદ, ગીતા, ભાગવત, સંહિતાદિક ગ્રંથોમાં બ્રહ્મસંબંધનું નિરૂપણ હોવાથી તે મંત્ર સર્વથા વૈદિકજ છે. વળી આ સ્થળે ખરૂં રહસ્ય એ સમજવાનું છે કે–જ્યારે શ્રીમદ્ આચાર્ય ચરણ દ્વિતીય પૃથ્વી પરિક્રમા કરતા કરતા વ્રજમાં શ્રી ગોકુળ પધાર્યા ત્યારે તેમના મનમાં એવી રીતનો વિચાર આવ્યો કે આ કલિકાળમાં સર્વ સાધનો નષ્ટ થયાં છે, તેવા સમયમાં કેવળ ભગવાનની ભક્તિજ સર્વનો ઉદ્ધાર કરનારી છે, પરંતુ ભગવાન્ નિર્દોષ છે, તેમની ભક્તિ કરવાનો અધિકાર સદોષ જીવને કેમ પ્રાપ્ત થાય ? એવી ચિન્તાથી વ્યાકુળ થઈ શ્રી ભગવાનનું ધ્યાન કરી ભગવદ્વિરહથી આતુર થયા, ત્યારે સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાને પ્રકટ થઇ શરણ મંત્ર તથા નિવેદન મંત્ર એ બન્ને મંત્રોનો

ઉપદેશ કરી શ્રી આચાર્ય ચરણને આજ્ઞા કરી કે-આ બે મંત્રોનો ઉપદેશ જીવોને કરો! એટલે સર્વ જીવોને મારી ભક્તિ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે. એમ સિદ્ધાંતના ગ્રંથોથી નિશ્ચય થાય છે અને સર્વ સંપ્રદાય પ્રવર્ત્તક આચાર્યોએ પોત પોતાના અનુભવની હકીકત જે જે લખેલી છે તે તે હકીકત તે તે સંપ્રદાયને અનુસરનાર શિષ્ય વર્ગોને વેદાદિકથી પણ અધિક છે. જેમ શ્રી શંકરાચાર્યને વ્યાસજીનો સમાગમ થયો ત્યાં શ્રી શંકરાચાર્યજી તથા શ્રીવેદવ્યાસજીનો પરસ્પર શાસ્ત્રાર્થ થયો તેમાં ગણેશજી મધ્યસ્થ થયા ત્યાંનો શ્લોક છે કે—

व्यासो नारायणः साक्षात् शंकरः शंकरः स्वयम् ।
तयोर्विवादे संप्राप्ते किंकरः किं करोम्यहम् ॥

અર્થાત્ વ્યાસજી સાક્ષાત્ નારાયણ છે. અને શ્રીશંકરાચાર્યજી પોતે શંકર છે. તે બેનો વિવાદ પ્રાપ્ત થયો. તેમાં કિંકર હું શું કરૂં? અર્થાત્ મધ્યસ્થપણું હું શું કરી શકું, એવું ગણેશજીનું વાક્ય છે એમ તે સિદ્ધાંતવાળાઓ માને છે. માધ્વ સંપ્રદાયમાં શ્રીમધ્વાચાર્યજીને વાયુનો અવતાર લખ્યા છે. તેવી રીતે સર્વ સંપ્રદાયવાળાઓ પોતપોતાના આચાર્યને ઇશ્વરાવતાર માને છે. તેવી રીતે સર્વ સંપ્રદાયને વેદાદિકથી પણ અધિક માને છે. અને તે પ્રમાણે માનવું તે—

यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ॥

એ શ્વેતાશ્વતરની શ્રુતિ પ્રમાણે યોગ્ય છે. તેમ વેદ એ ભગવાનના નિઃશ્વાસરૂપ છે. અને નિઃશ્વાસ તો સ્વાભાવિક રીતે પ્રવર્ત્યાજ કરે છે. તે નિઃશ્વાસ કરતાં શ્રીઆચાર્ય ચરણુ જે ચિંતામાં વ્યાકુલ થઈ ભગવાનનું ધ્યાન કરતા હતા, તેજ ચિંતા નિવૃત્ત કરવા માટે સાક્ષાત્ શ્રીકૃષ્ણુ ભગવાને પ્રકટ થઈ જે મંત્રોનો ઉપદેશ કરેલો છે તે મંત્રો સાક્ષાત્ શ્રી કૃષ્ણુ ભગવાનના મુખારવિન્દથી પ્રકટ થયેલા હોવાથી તે વેદથી પણુ અધિક માન્ય અર્થાત્ પરમ વૈદિકજ છે.

શિષ્ય—પ્રશ્ન—(૯) શરણુ તથા આત્મ નિવેદન (બ્રહ્મ સંબંધ )ના મંત્રો જ્યારે વૈદિકજ છે ત્યારે તે મંત્રો વેદના અનધિકારી સ્ત્રિ શૂદ્રાદિકોને કેમ આપવામાં આવે છે ?

ગુરૂ—ઉત્તર—શરણુ તથા આત્મ-નિવેદનના મંત્રો સાક્ષાત્ ભગવન્મુખારવિન્દથી પ્રકટ થયેલા હોવાથી વેદ કરતાં પણુ અધિકજ છે. કિંતુ તે મંત્રો શ્રીહરિએ પોતાની ભક્તિ સિદ્ધ કરવા પ્રકટ કરેલા છે, અને ભગવદ્ ભક્તિનો સર્વ વર્ણુને અધિકાર છે, જેથી તે મંત્રના પણુ જેટલા ભગવદ્ ભક્તિના અધિકારીઓ છે તેટલા એ મંત્રો ગ્રહણુ કરવાના અધિકારીઓ છે. પરંતુ મંત્રોપદેશ ગ્રહણુ કરવા આવનાર શિષ્ય વેદનો અધિકારી હોય તો ગુરૂ તેને ઉપદેશ કરતી વખતે વેદના પ્રમાણોના

અર્થનું અનુસંધાન અંતઃકરણમાં રાખી તેને ઉપદેશ કરે છે, તેથી તે મંત્ર વૈદિક ગણાય છે; જ્યારે વેદના અધિકારીઓ સ્ત્રિ, શૂદ્ર, તથા વ્રાત્યો મંત્રોપદેશ ગ્રહણ કરવા આવે છે ત્યારે ગુરૂ પોતાના અંતઃકરણમાં સ્મૃતિ, પુરાણ, કે તંત્રનાં પ્રમાણોના અર્થનું અનુસંધાન રાખીને ઉપદેશ કરે છે તેથી તે મંત્ર ભાવનાના ભેદથી પૌરાણિક કે તાંત્રિક ગણાય છે. દૃષ્ટાંત તરીકે "તત્વમસિ" "અહં બ્રહ્માસ્મિ" એવો ઉપદેશ શાંકર સિદ્ધાંતમાં કરવામાં આવે છે, જે ઉપદેશ જેઓને વેદનો અધિકાર નથી તેવાઓએ રચેલા "વિચાર સાગર" તથા "વૃત્તિ પ્રભાકર" વિગેરે ગ્રંથોમાં પ્રસિદ્ધ જોવામાં આવે છે, જે ગ્રંથોને સર્વ વર્ણવાળાઓ વાંચે છે. અને તે ગ્રંથોને શાંકર સિદ્ધાંતના અનુયાયી સારા પંડિતો પણ માનની દૃષ્ટિથી જુએ છે. તેમજ વેદનો "નમઃ શિવાય" એ વૈદિક મંત્રનો ઉપદેશ પણ શાંકર સિદ્ધાંતના આચાર્ય તરફથી જેમને વેદનો અધિકાર નથી તેવી સ્ત્રિઓને કરવામાં આવે છે, તો તે શાંકર સિદ્ધાંતના મંત્રો પણ અવૈદિક કેમ નહિં ?

શિષ્ય-પ્રશ્ન—(૭) ત્રીજા પ્રશ્નના ઉત્તરમાં સ્ત્રિઓએ પણ દીક્ષા લેવી જોઇએ એમ કહેવામાં આવ્યું પરંતુ "पति रेव गुरुः स्त्रिणाम्" એ વાક્યથી સ્ત્રિઓને તે

પતિજ ગુરૂ છે તો પછી સ્ત્રિઓને બીજા ગુરૂ કરવાની આવશ્યકતા શી ?

ગુરૂ–ઉત્તર—આપના વાકયનો અભિપ્રાય એમ સમજવાનો છે કે–સ્ત્રિઓને પતિ એજ ગુરૂ એટલે પૂજ્ય છે અર્થાત્ પતિમાં સર્વોત્તમ ભાવ પતિવૃતા સ્ત્રિઓએ રાખવો જોઈએ, પરંતુ તે વાકયનો એવો અભિપ્રાય નથી કે સ્ત્રિઓએ પતિ શિવાય દેવાદિકને માનવા નહિં અથવા પતિ પાસેજ મંત્ર લેવો કેમકે મંત્ર શાસ્ત્રમાં "न पत्नी दीक्षये - भर्त्ता" અર્થાત્ પોતાની સ્ત્રીને તેના પતિએ દીક્ષા અર્થાત્ મંત્રોપદેશ નહિ કરવો જોઈએ એમ સ્પષ્ટ નિષેધ કરેલો છે, માટે સ્ત્રિઓએ ભક્તિની સિદ્ધિ માટે મંત્રોપદેશ લેવા બીજા ગુરૂ અવશ્ય કરવાજ જોઈએ.

इति श्री शुद्धाद्वैतं सम्प्रदाय विदुषा ज्योतिर्विदुप नामक.
पण्डित हरिजीवनात्मज ज्येष्ठाराम शास्त्रि संगृहीतः
पश्नोत्तर रुपोऽयं गुरु शिष्य संवादः
समाप्तिमगमत् ॥

## ॥ अथ सिद्धान्त रहस्यम् ॥

શ્રાવણુ સ્યામલે પક્ષે એકાદસ્યાં મહાનિશિ;
સાક્ષાદ્ભગવતા પ્રોક્તં તદક્ષરશ ઉચ્યતે. ૧
બ્રહ્મસંબંધકરણાત્સર્વેષાં દેહજીવયોઃ;
સર્વ દોષ નિવૃત્તિર્હિ દોષાઃ પંચાવધાઃ સ્મૃતાઃ ૨
સહજા દેશકાલોત્થા લોકવેદ નિરૂપિતાઃ;
સંયોગજાઃ સ્પર્શજાશ્ચ ન મંતવ્યાઃ કથંચન. ૩
અન્યથા સર્વ દોષાણાં ન નિવૃત્તિઃ કથંચન;
અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ૪
નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિ સ્થિતિઃ
ન મતં દેવદેવસ્ય સામિભુક્તંસમર્પણમ ૫
તસ્માદાદૌ સર્વકાર્યે સર્વવસ્તુ સમર્પણમ;
દત્તાપહારવચનં તથા ચ સકલં હરેઃ ૬
ન ગ્રાહ્યમિતિ વાક્યં હિ ભિન્નમાર્ગપરં મતમ;
સેવકાનાં યથા લોકે વ્યવહારઃ પ્રસિદ્ધ્યતિ. ૭
તથા કાર્યં સમર્પ્યૈવ સર્વેષાં બ્રહ્મતા તતઃ
ગંગાત્વે સર્વદોષાણાં ગુણદોષાદિવર્ણના. ૮
ગંગાત્વેન નિરૂપ્યા સ્યાત્તદ્વદત્રાપિ ચૈવ હિ;
॥ ઇતિ શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિતં સિદ્ધાન્ત રહસ્યં સમાપ્તમ ॥

ીવલ્લભાખ્યાન મુળ પુસ્ત (ગુજરાતી) ... ... ૦—૧—૦

શ્રીવલ્લભાખ્યાન મુળ પુસ્ત (વ્રજભાષા) ... ... ૦—૨—૦

શ્રીયમુનાજીનાં ૪૦ પદ (વ્રજભાષા) ... ... ૦—૨—૦

૨૩ વનયાત્રાનું ધોળ (વ્રજભાષા) ... ... ... ૦—૧—૩

૨૪ શ્રીગિરિરાજભૂષણ ગ્રન્થ સટીક ... ... ... ૦—૧૦—૦

૨૫ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં, સંપૂર્ણ માળાપ્રસંગ સાથે) ... ... ... ... ૪—૦—૦

૨૬ શ્રીહરિરાયજી કૃત બડેશિક્ષાપત્ર (મૂળ શ્લોક સાથે ગુજરાતી ટીકા ૪—૦—૦

૨૭ તીર્થયાત્રાનો હેવાલ (આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થોની સંપૂર્ણ માહીતીવાળું)... ૩—૦—૦

૨૮ **ભાવસિન્ધુ વ્રજભાષા** ... ... ... ... ૧—૪—૦

૨૯ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી વગેરે બાળકોની બેઠકો તથા શ્રીનાથજીની ચરણચોકી, બેઠકોના વર્ણન સાથે. ૩—૮—૦

૩૦ શ્રીસર્વોત્તમ સ્તોત્ર સટીક ... ... ... ... મફત

૩૧ શ્રીપુરૂષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર મુળમાત્ર ... ... ૦—૨—૦

૩૨ શ્રીવલ્લભાષ્ટક. સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર, શ્રી ચતુઃશ્લોકી ગ્રન્થની ટીકા સાથે ... ... ૦—૬—૦

૩૪ શ્રીઅષ્ટાક્ષરનિરૂપણ. અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર ... ૦—૬—૦

૩૫ પંચામૃત ... ... ... ... ... ... ૦—૮—૦

૩૬ રાસપંચાધ્યાયી (નંદદાસજીકૃત ગાવાના રાગમાં) ... ૦—૨—૦

૩૭ શ્રીગિરિધરલાલજી કાંકરોલીવાળાનાં ૧૨૦ વચનામૃત (છપાય છે) ૩—૦—૦

૩૮ ષોડશ ગ્રન્થો ઘણા મોટા અક્ષરથી " ... ૦—૮—૦

૩૯ બસોબાવન વૈષ્ણવની વાર્તા અનેક ટીપ્પણ, ટીકા સાથે ગુજરાતી ભાષામાં ... છપાય છે. ... ... ... ૬—૦—૦

રીચીરોડ, પતાશાની પોળ પાસે, નં. ૧૧૦, મેડા ઉપર—અમદાવાદ. } **લલ્લુભાઈ છગનલાલ દેસાઈ**
વ્યવસ્થાપક—'શ્રીભક્તિગ્રન્થમાળા' કાર્યાલય,

આ પુસ્તક શા. સોમાલાલ મંગળદાસે ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ
ઠે. પાંચકુવા, ચાર રસ્તા–અમદાવાદ. અને દેસાઇ લલ્લુભાઇ છગનલા
કર્યું, ઠે. રીચીરોડ, પતાસાની પોળ પાસ નં. ૧૧૦, મેડાપર–અ